

કૃષ્ણાનંદ.

# નિત્ય પ્રાર્થના

હે સર્વજ્ઞ ભગવન—હે વિશ્વ પિતા હું તારો છું. તું મારો છે. તું મારી બુદ્ધિને વિશુદ્ધ કર જેથી હું આ અમૂલ્ય માનવ જન્મનું રહસ્ય અને લક્ષ્ય સમજી શકું.

આ જીવન યાત્રા દરમિયાન મારા વાચિક માનસિક અને કાયિક કર્મોનો તારા દિવ્ય અને પ્રેરણાદાયી સ્મરણ દ્વારાજ આરંભ થાવ.

હે દિનબંધુ ! — તારું કાર્ય તારા આદેશાનુરૂપ કરવામાંજ મારું શ્રેય છે એ સત્યમાં મારી શ્રદ્ધા દૃઢિભૂત બનો.

હે તારણહાર ! — તું એવા વાતાવરણનું સર્જન કર જેથી કોઈપણ વસ્તુ વિષય અથવા વ્યક્તિ મારી આધ્યાત્મિક પ્રવૃત્તિ અને પ્રગતિમાં અંતરાયરૂપ ન બનો.

હે સમસ્ત વિશ્વના પોષક ! — તારા ભૂતકાલિન ઉપકારોને માટે હું કૃતજ્ઞ ભાવે મારી નમનાંજલિ સમર્પણ કરું છું. ભવિષ્યમાં તારી માંગલિક વ્યવસ્થાનુસાર મને જે કાંઇ અનુકૂળતાઓ પ્રાપ્ત થાય એમ છે તે તમામને માટે પણ આજે જ હું વારંવાર તારો માટેનો આભાર પ્રદર્શિત કરું છું.

તારી કૃપા દૃષ્ટિ મારા અને મારા જેવા મુમુક્ષોની ઉપર સદૈવ રહે એજ શેષ યાચના છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

—કૃષ્ણાનંદ.

# અનુક્રમણિકા.



સુધા—હસમુખ.

# ઉપોદ્‌ઘાત

ગુજરાતી સાહિત્યમાં જીવનની સત્ય ઘટનાઓને આવરી લેતાં પુસ્તકોની જૂજ સંખ્યામાં પ્રસ્તુત પુસ્તિકા એક કિંમતી ઉમેરો બને છે. મનુષ્ય જીવનમાં એવા કેટલાક પ્રસંગો આવે છે જેની જો નોંધ લેવાય તો તે ભવિષ્યની જનતાને ઘણી ઉપયોગી થઇ પડે. કેટલાક વિચારકો આવા પ્રસંગોને નિત્ય નોંધનાં પાનાં પર ટપકાવે છે પણ એમાંના મોટા ભાગના લખાણનું પ્રકાશન થતું નથી અને જાહેર જનતાના ઉપયોગમાં આવી શકતું નથી. પ્રસંગો, તેમાંથી ઉત્પન્ન થતા વિચારો અને ફલશ્રુતિ સામાન્ય જનસમાજને નિત્ય જીવનમાં ઘણાં માર્ગદર્શક નીવડે છે એ હકીકત છે. કેટલીક વખત તો આવા પ્રસંગો જીવનના ગૂંચવણ ભર્યા કોયડાઓનો સાચો ઉકેલ સહેલાઇથી મેળવી આપે છે.

'આંધિમાં ઉપદેશ' આવી કેટલીક અગત્યની ઘટનાઓનો સંગ્રહ છે. પુસ્તકમાં આવરી લીધેલા દરેક પ્રસંગ જીવનની નૈતિક, સામાજિક અથવા સાંસારિક બાજુને લગતો છે. પોતાના વિશાળ પર્યટનો દરમિયાન લેખકને જે અનુભવો થયા તેમાંના ઉપયોગી બનાવોને તેમણે વાર્તારૂપમાં ગૂંથીને રજૂ કર્યા છે.

આ ઘટનાઓને સર્વ પ્રથમ અંગ્રેજીમાં વાચા આપવામાં આવી. 'Sermons in the storm' નું આ ભાષાન્તર છે.

આ કથાઓને લેખકે જે આગવી શૈલીથી રજૂ કરી છે તે વાચકનું ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી. દરેક પ્રસંગની શરૂઆત તે બનાવને અનુકૂળ વાતાવરણ સર્જી તે દ્વારા વાર્તાના વિષય તરફ દોરી જવાથી થાય છે. ઘટનાનાં કારણોને શાસ્ત્રીય પદ્ધતિથી તપાસવાનો પ્રયત્ન કર્યો છે, મધ્ય ભાગનાં ઘટનાની એકધારી રજૂઆત થાય છે. માનસિક સમતૂલા સાચવીને લખાયલી આ વાર્તાઓમાં યથાતથ વર્ણન કરવાની બાબતમાં લેખક સજાગ રહ્યા છે.'

... આ સૃષ્ટિમાં બની રહેલાં સર્વ કાર્યો અણુએ અણુમાં વ્યાપ્ત એવા ઇશ્વરની કોઇ અગમ્ય યોજનાનુંજ પૂર્વ નિર્મિત પરિણામ હોઇ તેને ઇશ્વરની એક કૃપા તરીકેજ ગણી અંગત લાગણીઓને વ્યક્ત કર્યા સિવાય સ્વીકારી લેવાની લેખકની દૃષ્ટિ પણ જોવા મળે છે. વાર્તાના અંતમાં સમગ્ર વાર્તાને દૃષ્ટિ સમક્ષ રાખી લેખકે તે વાર્તા વિષયનાં અનુસંધાનમાં પોતાના વિચારો રજૂ કર્યા છે. આ પ્રકારની શૈલી વાચકને વિચારતા કરી સાચો રાહ સરળતાથી બતાવવા માટે ઘણી ઉપયોગી નીવડવાની શકયતા છે.

પુસ્તકની ભાષા ભાવવાહી અને સરળ છે. છૂટથી વપરાયેલો સંસ્કૃતમય શબ્દોનો ઉપયોગ અને અક્ષરશઃ ભાષાન્તર કરવાના આગ્રહને લીધે જે કિલષ્ટ રચનાઓ જોવા મળે છે તે બાદ કરતાં આખું લખાણ રસપ્રદ, અસરકારક અને પ્રેરણાદાયી છે.

'સાંપ્રદાયિક જડતા,' 'આપણાં દુર્લક્ષિત દેવસ્થાનો' જેવી વાર્તાઓ અત્યારે આપણાં મંદિરોની થઇ રહેલી દુર્દશા અને નિરૂપયોગિતા તરફ વાચકનું ધ્યાન દોરે છે, સાથે બીજા ધર્મનાં દેવસ્થાનોનો કેવી રીતે સદુપયોગ થઇ રહ્યો છે તેનો ખ્યાલ આપી આપણી પુરાણી સંસ્કારી મંદિર પ્રવૃત્તિ તે સાચાં સંસ્કારી દેવસ્થાનો બનાવવાના માર્ગ તરફ આંગળી ચીંધે છે.

આપણી જૂની રૂઢીઓના અંધ અવિચારી અનુકરણને કારણે અસંસ્કારી પ્રવૃત્તિઓ સંસ્કારી સમાજને પણ અવળે રસ્તે દોરી કેવી રીતે અધોગતિએ લઇ જાય છે અને સાચા સમાજમાં આપણો સમાજ આવી રૂઢીઓના અંધ અનુકરણથી કેવી રીતે તિરસ્કારને પાત્ર બની બદનામ થાય છે તે બતાવતી 'વિચ્છિન્ન વેવિશાળ,' 'આ વિદ્યાર્થીઓ!' 'નારી સિંહણ બની!' 'હોળીમાં હાહાકાર....' જેવી ઘટનાઓ વાચકનું ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી. આજના સંસ્કારી ગણાતા ઉચ્ચ શિક્ષણ લેતા યુવાનો જીવતા નિર્દોષ કુરકુરીઆને શરમ કે દુઃખની લાગણી અનુભવ્યા સિવાય હોળીમાં હોમી દઇ

તેને પ્રચંડ આગમાં બળી મરતું જોવામાં જે પ્રકારનો આનંદ માને છે તે વાંચતાં આપણે શરમથી નીચું જોવું પડે છે. દુઃખીયાનાં દુઃખ દૂર કરવાની ભાવના ક્યાં અને ક્યાં આનંદમાં રાચતાં નિર્દોષ પ્રાણીના હોમમાં માનવામાં આવતો પાશવી આનંદ! આ કયા પ્રકારની સંસ્કારિતા હશે! એટલું સાંત્વન છે કે આ કુરકુરીઆને બળતું જોતાં બે નિર્દોષ આંખો રડી રહી હતી; અને તેમાંજ આટલી અધોગતિએ ગયેલા સમાજના ઉત્થાન માટેની ઝાંખી આશાનું શુભ ચિહ્ન પણ જોવા મળે છે.

'માનસિક સમતુલા,' 'ઉદ્ધાર,' 'પ્રમાણિક ભિખારી,' 'સાચી કૃતજ્ઞતા' માં નિરૂપાયેલી ઘટનાઓ વાર્તા સાહિત્ય પૂરૂં પાડવા ઉપરાંત આપણી ઉન્નતિનો માર્ગ પણ ચીંધે છે. ચીંથરેહાલ ભિખારીને હાથ લાગેલું પૈસાથી ભરેલું પાકીટ પાછું સોંપવામાં જે આનંદ દેખાય છે. 'દાદાજી' એ પોતાની પેન અને ઘડીઆળના ચોર પોન્ડુને જે રીતે સેતાનમાંથી મનુષ્ય બનાવવામાં આનંદ માન્યો તે વાંચીએ છીએ ત્યારે જણાય છે કે આપણા સમાજમાં હજુ સંસ્કારિતા મરી પરવારી નથી; અને ઉકરડામાં પણ હીરા પડેલા છે એ સત્યની પણ આપણને પ્રતીતિ થાય છે.

'સિદ્ધ સ્વપ્ન' 'ઋણાનુબંધ' જેવી કથાઓ એક નવોજ વિચાર રજૂ કરે છે, કે સ્વપ્ન પણ આપણા જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. બધાં સ્વપ્નો

સાચા પડે છે એમ તો નજ કહેવાય પણ સ્વપ્નને જીવનના બનાવો સાથે કેટલેક સ્થળે સંબંધ હોય છે અને જો આપણે તે જોઇ શકીએ અને સમજી શકીએ તો આપણા જીવનના કેટલાક કોયડાઓ સહેલાઇથી ઉકેલી શકે.

'અજગર સાથે રાતવાસો,' 'તપોભૂમિ ગિરનાર' ની કથાઓ રોમાંચક છે. 'મહિલા પુકાર' ની ઘટના તો જેટલી કરૂણ છે તેથી પણ વધુ હૃદયદ્રાવક છે. સમાજના એક અધોગતિએ પહોંચેલ વિભાગનું પ્રતિબિંબ એ વાર્તામાં જોવા મળે છે.

વાર્તાઓનો અનુક્રમ વિષય અથવા સમયને લક્ષમાં લીધા સિવાય લેખકે પોતાની ઇચ્છા પ્રમાણે નક્કી કર્યો હોય તેમ લાગે છે. જો વાર્તાઓ વિષયના ક્રમમાં ગોઠવાઇ હોત તો લેખકના તે વિષય ઉપરના વિચારોની છાપ વાચક ઉપર વધુ સ્પષ્ટ પડી શકી હોત.

લેખક સ્વામી શ્રી કૃષ્ણાનંદજી દરેક બનાવમાં એક પાત્ર તરીકે અને ઉપસંહારમાં સ્પષ્ટ વેધક દષ્ટિવાળા વિચારક તરીકે આપણને જોવા મળે છે. એમનું સાદુ જીવન, ઉચ્ચ આચાર વિચાર, દીર્ઘદષ્ટિ અને વિશાળ અનુભવની પરિપાક રૂપે તૈયાર થયેલી આ ઘટનાઓ જીવન ચઢતી પડતીની એક ઘટમાળ છે અને કોઇને માટે પણ એ ગુલાબની કાયમની સુંવાળી સેજ નથી તે

હકીકત આપણા મન પર વિના પ્રયત્ને ઠસાવી શકે છે. જ્યારે આપણે આપણા કાર્ય દ્વારા આત્મોન્નતિનો માર્ગ ધીરે ધીરે અપનાવીએ ત્યારેજ આપણું મનુષ્ય જીવન સાર્થક બન્યું કહેવાય. આ માટે સારૂં નરસું પારખવાની દૃષ્ટિ હોવી જોઈએ આ પુસ્તકની શૈલીજ એવી છે કે વાર્તાઓ પોતેજ આપણી વિચારસરણીને કેળવતી જાય છે અને સાથે આપણે માટે ઉચ્ચ આચરણનો માર્ગ સ્પષ્ટ કરતી જાય છે.

આ અનુભવોને સાકાર બનાવવાના થયેલો આ પ્રયત્ન નિઃશંક પ્રશંસનીય છે. આ પુસ્તકનું વાચન વાચકના મન ઉપર દીર્ઘકાલીન છાપ પાડનારૂં અવશ્ય નીવડશે.

ભાદરણ.
તા ૨૦-૧૦-૬૩

ગોવિંદ હ. મહેતા.
એમ. એ

# આભાર દર્શન

પ્રિય વાચક,

મારા પરિભ્રમણ દરમ્યાન મને થયેલા ચિત્રવિચિત્ર અનુભવો જાણવાનો લાભ સમાજને પણ મળે એ માટે તેમને પુસ્તકાકારે રજૂ કરવાનું મારા વિદ્વાન મિત્રોનું આગ્રહભર્યું દબાણ ન હોત તો આ પુસ્તક આપના હાથમાં ન આવ્યું હોત.

આ પુસ્તકના પ્રકાશનનો સમગ્ર ખ ્ર્ચ શ્રીયુત હસમુખરાય મ. અમીન તથા શ્રીમતી સુધાબેન હ. અમીનનાં લગ્નની પ્રથમ વાર્ષિક સ્મૃતિ નિમિત્ત તેમનાં કુલીન માતાપિતાએ ઉપાડી લીધો છે.

મારા અંગ્રેજી પુસ્તક Sermons in the Storms નું આ ભાષાંતર કરવા માટે શ્રી. વસંતરાવ ગ. પાનસે, બી. એ. બી. ટી., નો તથા મુખપૃષ્ઠ ઉપરનું સુંદર ભાવવાહી પ્રતિક ચિત્ર તૈયાર કરી આપવા માટે મારા કલાકાર મિત્ર શ્રી ... ...... ... ... .......નો હું સવિશેષ આભાર માનું છું. શ્રી ગોવિંદલાલ હ. મહેતા, એમ એ,

પ્રો. દિનેશ મ. જાની, એમ. એ., તથા કુમારી રમાબેન મ. પટેલ, બી. એ., નો એમની કીમતી સહાય બદલ આભારી છું. અંદરનાં પૂંઠાં ઉપરનાં બે કાવ્યોનું ભાષાંતર શ્રી. હી. મૂ. પંચોળીએ કર્યું છે જે માટે તઓ અભિનંદનને પાત્ર છે.

ભાદરણના શ્રી પુરુષોત્તમદાસ ચ. પટેલની ખાસ સેવાઓ નોંધ પાત્ર છે.

'શ્રી બોરસદ પ્રિન્ટીંગ પ્રેસ' ના વ્યવસ્થાપક શ્રી. પ્રકાશચંદ્ર મ. પટેલે પુસ્તકના છાપકામ તથા ઉઠાવ માટે જે રસ અને કાળજી લીધાં છે તે માટે હું હૃદય-પૂર્વક તેમનો આભાર માનું છું.

અંતમાં, શ્રી. મણીભાઈ કા. અમીન અને શ્રી. ગોવિંદલાલ ડા. પટેલ – ઉદાર દાતાઓ – નો તથા અન્ય જે જે સજ્જનોએ મારા આ શૈક્ષણિક લઘુ પ્રયાસમાં સહકાર આપ્યો છે તે સર્વનો પણ હું આભાર માનું છું અને 'હસમુખ – સુધા' ના સર્વદેશીય સુખ માટે ખરા અંતઃકરણની શુભેચ્છાઓ સહિત વિરમું છું.

આપને સપ્રેમ નમસ્કાર.

ભાદરણ. કૃષ્ણાનંદ.
૨૯–૧૧–૧૯૬૩

# માનસિક સમતુલા.

બારેક વર્ષ પહેલાં મુંબઈમાં મારા એક પરિચિતને ત્યાં મારે પરોણા તરીકે જવાનું થયુ. તેઓ એક શ્રીમંત વેપારી હતા. પરદેશો સાથે તેમનો સારો એવો વ્યાપારી સંબંધ હતો. તેમના રહેઠાણની આજુબાજુના લત્તાઓમાં તેઓ લોકપ્રિય હતા. જે કોઇ તેમને ઓળખતા તે પાકી ઉંમરે પહોંચેલા વયોવૃદ્ધ તરીકે નહિ પણ જ્ઞાનવૃદ્ધ તરીકે તેમને માનપૂર્વક 'દાદાજી'ના નામથી સંબોધતા. સાધારણ માણસોના જીવન કરતાં તેમનું જીવન ઘણી રીતે જૂદું તરી આવે તેવું આદર્શ અને વ્યવહારૂ હતું.

એક સોમવારે પાછલે પહોરે તેમનાં ધર્મપત્ની અમારે સારૂ કોકો લાવ્યાં અને મેજ ઉપર તાસક મૂકીને ઓરડાની બહાર જતાં હતાં એટલામાં અચાનક તેઓએ 'ઓ રે' કહીને કારમી ચીસ પાડી અને બારણા નજિક ભોંય ઉપર બેભાન થઇ ઢળી પડયાં. મારા દેખતાંજ દાદાજી એકદમ ઊઠયા. તેમણે તેમને ઊંચકયાં અને ઓરડામાં આવેલા પલંગ પર સૂવાડયાં અને તરતજ પંખો ચાલુ કર્યો. પોતાની પત્નીનાં કસકસતાં કપડાં ઢીલાં કર્યાં. તેમના

ગહેરા પર પાણી છાંટયુ અને પગનાં તળિયાં ઘસવાનું ઝડપથી શરૂ કર્યું. દશેક મિનિટ પછી તેઓ ઊઠયા અને પોતાના કૌટુમ્બિક ડૉકટર સાહેબને તરતજ આવવા માટે ટેલિફોન કર્યો. પછી મારી પાસે આવી તેમણે કહ્યું, "સ્વામીજી, મારે જે કરવું જોઇએ અને મારાથી જે થઇ શકે તે બધું મેં કર્યું છે. હવે જે કંઇ કરવાનું બાકી છે તે ડૉકટર અને ઇશ્વરના હાથમાં છે. ડૉકટર આવતા સુધીમાં આપણે પહેલાં ઠંડો પડતો કોકો પી લઇએ".

ગહેરા ઉપર કોઇ પ્રકારની ચિંતા તથા ભયનાં લક્ષણો વગર દાદાજીએ મને કોકો આપ્યો. પક્ષીઓની ભાષા વિષે ચર્ચા કરતાં કરતાં અમે કોકોને ન્યાય આપતા હતા તેજ સમયે દાદાજીની સાથે રહેતાં તેમનાં વિધવા બહેન પોતાની ભાભીને બોલાવવા અંદર આવ્યાં. થોડાં વાકયોમાંજ દાદાજીએ તેમને તેમનાં ભાભી કેવી રીતે બેભાન થયાં વગેરે કહી સંભળાવ્યુ અને તેમને વિષે ચિંતા ન કરવા જણાવી મારી સાથેની વાતો ફરી ચાલુ કરી. અમારી દેખીતી બેદરકારી તરફ સ્પષ્ટપણે અણગમો બતાવી તેમનાં બહેન પથારી પાસે ગયાં અને પલંગ ઉપર શાંત પડેલાં ભાભીની નાડી તપાસવા માંડી. દરમ્યાનમાં ડૉકટર સાહેબ ઝડપી ગતિએ આવી પહોંચ્યા. દવાની પેટી લઇ આવતો સાથીદાર તેમની પાછળ હતો. ડૉકટર સાહેબે તેમને પૂર્ણ-પણે તપાસ્યાં, બે એક ઇન્જિકશન આપ્યાં અને તેની પ્રતિક્રિયાનો અભ્યાસ કરતાં રાહ જોતા બેઠા. અમે બધાંએ

ઘાણીને શ્વાસોચ્છવાસ માટે ફાંફાં મારતાં, અંગ અમળાવતાં જોયાં અને ત્યાર પછી તેઓ કાયમી શાંતિમાં પોઢી ગયાં. અમને જેની બીક હતી તેજ બન્યુ. ડૉકટર સાહેબે પોતાના તરફથી દિલાસો આપ્યો અને વિદાય લીધી.

દાદાજીનાં પત્ની દેવલોક પામ્યાં અને તેમની બેને એકદમ પોક મૂકી અને અમારી નિષ્કાળજીને અનુલક્ષીને વચ્ચે વચ્ચે અમારા ઉપર દોષારોપણ કરતાં કરતાં અત્યાર સુધીના શાંત ઓરડાને ગજવી મૂકયો. તેમણે દાદાજી અને મારા જેવા પાષાણ હૃદયી જીવોને આ જગતમાં જન્મ આપનાર ઇશ્વરના ડહાપણ ઉપર શંકા ઉઠાવી. "અનિષ્ટનો સંયોગ, ઇષ્ટનો વિયોગ, રોગ, ઘડપણ અને મરણ, આ બધી જીવનની રમતમાં અનિવાર્ય ઘટનાઓ છે, માનવી જીવન એક પ્રકારનું ઘોડિયાથી ઘોર સુધીનું પ્રવાસી છે, અને એમ હોવાથી આવે પ્રસંગે પોતાની જાતને નાહક શોકાતુર બનાવવી હિતાવહ નથી," વગેરે ઘણું ઘણું દાદાજીએ તેમને સમજાવ્યુ. પરંતુ આ બધું તત્ત્વજ્ઞાન પોતાની બેનને શાંત પાડવામાં સ્હેજ પણ ઉપયોગી નીવડયુ નહિ. ઊલટું પહેલાંના કરતાં વધારે જોરશોરથી રડવાનું તેમણે ચાલુ રાખ્યુ.

આખરે પોતાની બેનને જે તે સ્થિતિમાં રાખીને દાદાજી પોતાનાં સગાંવહાલાં તથા મિત્રમંડળને મૃતશરિરની ઉત્તરક્રિયા સારૂ તેડાવવા સંદેશાઓ મોકલવામાં રોકાયા.

તેમનો એકનો એક દીકરો સુરેશ સોલાપુર નજીક કેટલાંક ખાંડનાં કારખાનાં સાથે સંકળાયેલ હોવાથી તે તરફ દૂર હતો તેને પણ ઝડપી તાર સંદેશાથી પોતાની માતાના અચાનક અવસાનની ખબર પહોંચાડી. વધારામાં એમ પણ જણાવવામાં આવ્યું કે અગ્નિસંસ્કાર તે સાંજેજ થશે.

તેમની બહેને પુત્રના આવતા સુધી સ્મશાનયાત્રા મુલતવી રાખવા વારંવાર કહ્યું, પરંતુ અજ્ઞાનરૂપી બંધનને પોષવા સિવાય તેનો કોઇ ઉપયોગ ન હોવાથી દાદાજીએ તેમ કરવા ચોખ્ખી ના પાડી દીધી. રાત્રે લગભગ નવ વાગે દાદાજી અગ્નિસંસ્કાર પતાવી સ્મશાનેથી પાછા ફર્યા.

બીજે દિવસે બપોર પછી દાદાજી બહારગામથી શોક પ્રદર્શિત કરવા આવેલા પોતાના મિત્રો સાથે બેઠા હતા ત્યારે સુરેશ ધસારો કરતો આવ્યો અને પોતાના પિતાને જોરથી પકડી હલાવતો પોતાની પ્રિય માતાના શરીરનો નિકાલ પોતાની રાહ જોયા વગર શા સારૂ કરવામાં આવ્યો એમ અસભ્ય પણે પૂછવા લાગ્યો. ત્યાં હાજર રહેલાઓ સમયસર વચ્ચે ન પડયા હોત તો સુરેશે પોતાની માનસિક અસ્થિરતામાં હિંસાત્મક પગલું ભર્યું હોત.

સામાન્ય રીતે મમતાળુ શ્રીમંતો અપમાનકારક વર્તણૂક અને તૂંસાતુંસી સહન કરી શકતા નથી; તેમાંયે વળી બધાંની વચ્ચે આવી વર્તણૂંક, પછી તે ગમે તે

પક્ષની હોય તો તો હરગિઝ સહન નહિ કરે. પરંતુ દાદાજી કંઈક જૂદીજ માટીના હતા. સુરેશને ઉદ્દેશીને તેમણે શાંતપણે કહ્યું, " બેટા સુરેશ, આ ગાંડપણ અને અર્થહીન વર્તણૂંક શા માટે ? બીજા મૃત્યુ પામેલાની માફક તારી માતા પણ મરવાની હતી. અને તેણે સ્વાભાવિક મરણથીજ આ જગતમાંથી વિદાય લીધી છે. તારાં શોક અને આંસુ એને કદી પાછી લાવી શકે તેમ નથી. બનવાનું બની ગયુ છે, હવે એને માટે શોક કરવામાં ઊલટું તું તારૂં સ્વાસ્થ્ય બગાડે તે ઠીક નથી. ચાલ, હવે શાંત થઇ જા. બની ગએલી ઘટના સંબંધમાં વિવેક વાપરી તારી મૃત માતાને શાંતિ મળે તે માટે પ્રાર્થના કર. એમ કરીનેજ તું ઇશ્વરને તેમજ તારી માતાના આત્માને શાંતિ આપીશ. "

પિતા અને પતિ તરીકે દાદાજી હમેશાં આજ્ઞાધારક અને પ્રેમાળ હતા. પોતાની ભાવિક નિષ્ટાવંત પત્ની સાથે દાદાજીને કદી પણ મતભેદ કે કજિયોકંકાસ થયાનું કોઇ-પણ પાડોશી, સગાંવહાલાં કે નોકર ચાકરે કદી જોયુ નહોતું કે સાંભળ્યુ પણ નહોતું. તેમનું ઘર એટલે સુમેળ અને સમજની સુપ્રસિદ્ધ મઢી. વળી તેઓ વિવિધ પ્રકારના કૌટુમ્બિક ઝગડાઓમાં વિશ્વાસુ લવાદ તરીકે ઘણા માણસોને ઉપયોગી થઇ પડતા.

એ દિવસના ભાવનાના ઉભરા અને ઉશ્કેરાટને લીધે

તેગજ આગલા દિવસના પોતાની માતાના અકાળ અવસાનના આઘાતને લીધે સુરેશને સાંજ સુધીનાં ભારે તાવ આવ્યો. ડૉકટર સાહેબ આવી પહોચ્યા અને સુરેશને તપાસ્યા. મધરાત પછી થોડા સમયે સુરેશની સ્થિતિ વધારે બગડતી જણાઇ અને ડૉકટરને પાછા બોલાવવાની જરૂર પડી. ડૉકટર અને તેના સાથી આવ્યા અને આખી રાત સુરેશની પડખે રહી સારવાર કરી. બુધવારે સવારે છ વાગે જ્યારે ડૉકટરે સુરેશના નૂતન પરિણિત જીવન ઉપર મૃત્યુએ કાપ મૂકવાનું જાહેર કર્યું ત્યારે દરેક માટે તે બનાવ આશ્ચર્યકારક રીતે આઘાતરૂપ નીવડયો. તે પોતાની માતાના માર્ગને અનુસર્યો. બધાં સગાંવહાલાં અને આડોશી પાડોશી માટે તે દિવસ અત્યન્ત ખેદજનક નીવડયો. વીસ વરસનો ઉંબરો પણ ન ઓળંગેલી સુરેશની પત્ની માટે તો પૂછવુંજ શું ? ફક્ત દાદાજીજ એક એવી વ્યક્તિ હતી કે જેમના ઉપર આ ઘટનાની જરા સરખી પણ અસર નહોતી. પહેલા પ્રમાણેજ કુટુંબનો રીતરિવાજ સ્મશાનયાત્રા વગેરે પતી ગયુ.

આ બેવડા દુઃખ માટે દિલાસો આપવા આવતા દરેકને દાદાજીની આ માનસિક સ્વસ્થતાએ આશ્ચર્યમાં મૂકી દીધાં. દાદાજી એવી માટીના હતા.

રવિવારથીજ અમે બુધવારને દિવસે લોનાવલા જવાની યોજના ઘડી રાખી હતી. અમે બુધવારે સાંજે

ઉપડતી "દખ્ખણરાણી ગાડી"માં બે કો પણ અનામત રખાવી હતી જ્યારે દાદાજીએ આ યોજનાની પોતાની બહેનને જાણ કરી ત્યારે તેમણે વિરોધ કર્યો અને જણાવ્યું કે ઘરમાં બે મરણ થયાં છે ઘણા લોકો, સગા વહાલા, મિત્રો દિલાસો આપવા આવશે એવે સમયે કુટુંબના એકમેવ પુરુષ વ્યક્તિ દાદાજીએ હાજર રહેવું જરૂરી છે જ્યારે તેમણે દાદાજીને અડગ જોયા ત્યારે તેમણે તેમની ગેરહાજરી દરમ્યાન સ્વર્ગવાસી સુરેશના માસુસરાશને ત્યાં જઈ રહેવા દેવાની ડૂમડા ખાતા ખાતા માગણી કરી તેમને તે માટે પરવાનગી આપવામાં આવી એ રીતે અમે ઘરને તાળું વાસી બહાર ગયા

સ્ટેશના અમને દાદાજીના કેટલાક ગાઢ મિત્રો મળ્યા તેમને સ્વાભાવિક રીતેજ કુટુંબની ખુશખબર બાબત પૂછપરછ કરી મૃત્યુને એક સાધારણ બનાવ તરીકે વર્ણવવાની લાક્ષણિક ઢબે તેમણે બધાને જણાવ્યું કે પરમેશ્વરની યોજના અનુસાર તેમના પત્ની તથા પુત્રે એક એક દિવસને આંતરે જ આ ફાની દુનિયાનો ટૂંક મુદત ઉપરજ ત્યાગ કર્યો છે

અમે લોનાવાલા પહોંચ્યા અને ત્યાં આગળ એક સ્વામીશ્રી સૂર્યાનન્દજી અને અમારા બીજા સાથીદારોની સુખદાયક સોબતમાં ત્રણ દિવસ ગાળ્યા શનિવારે સવારે મુંબઈ પાછા ફર્યા

ઘરે પહોંચતાંજ જણાયું કે ઘરને પોલીસનું સીલ લાગ્યુ હતું. માલિકની ગેરહાજરીનો લાભ ઉઠાવી કેટલાક દુષ્કર્મીઓ ઘરમાં ખાતર પાડી કેટલાંક ગરમ કપડાં, ગાદીનાં વારાણો, એક ઘડીઆળ અને કેટલુંક રોકડ નાણું ઉઠાવી ગયા હતા. શનિવારે સવારે પાડોશીઓએ તથા મકાનમાં રહેતા બીજા કેટલાક લોકોએ ઘરમાં ખાતર પાડીને થયેલી ચોરીનાં ચિહ્નો જોતાંજ પોલીસ ચોકીએ ખબર આપી હતી. પોલીસે આવી ઘરને સીલ મારી દાદાજીને પાછાં ફરતાં પોલીસથાણે આવવાનો સંદેશ મૂકી તેઓ પાછા ફર્યા હતા.

એ પ્રમાણે દાદાજી પોલીસ થાણે ગયા અને એક પોલીસ અધિકારી તથા થોડા સિપાહીઓ સાથે પાછા ફર્યા. એક લેખિત ફરીઆદ નોંધાવી અને તેમાં ઉપર જણાવેલી ગૂમ થયેલી વસ્તુઓની યાદી આપી. ત્યાર બાદ પોલીસ અધિકારી વગેરે પાછા ગયા.

દાદાજી, એક પછી એક એમ આ ત્રીજી ઘટનાના ભોગ બન્યા છતાં પૂર્ણ પણે અભેદ્ય અને અવ્યગ્ર રહ્યા. પોતાના આચરણથી તેમણે તદ્દન નિઃશંક પણે સાબિત કરી બતાવ્યું કે તેમણે પોતે માનસિક સમતોલપણું પ્રાપ્ત કર્યું હતું.

આ દુન્યવી જીવનની આંટીઘૂંટીઓ અને આગામી

ઘટનાઓ તરફ દાદાજીના જેવું તાત્ત્વિક અને વ્યવહારિક વલણ રાખવાથીજ બીન જરૂરી કલેશકારી દુઃખવિયોગોને દૂર કરી શકાય અને જીવન હસતાં હસતાં જીવી શકાય.

ભગવદ્ગીતામાં બીજા અધ્યાયના ૫૬ મા શ્લોકમાં આવેલું સ્થિતધીનું લક્ષણ અહીં નીચેના છંદમાં આંકી શકાય.

ઉદ્વેગ ના દુઃખમાં જરી સુખની સ્પૃહા જેને નથી ।
નષ્ટ જેના રાગ ભય ને ક્રોધ એવો સ્થિર મુનિ ॥



# ઉદ્ધાર.

મારે એક સમયે 'દાદાજી' તરીકે જાણીતા એક પવિત્ર વેપારી સાથે મહારાષ્ટ્રના પ્રસિદ્ધ યાત્રાસ્થાન પંઢરપૂર જવું પડયુ હતું.

અમે મુંબઇથી ઉપડયા. દાદાજીને પંઢરપૂરમાં કોઇકને થોડાક પૈસા આપવાના હોવાથી તેમણે પોતાની સાથે રૂા. ૨૨૦૦) લીધા હતા. અમે મોડી સાંજે પંઢરપૂર પહોંચ્યા અને દાદાજી હંમેશાં જ્યાં ઉતરતા તે મઠે અમે સીધા ગયા.

આટલું પ્રસિદ્ધ છતાં આજે પણ પંઢરપૂર ઘણું ગંદુ શહેર છે. ત્યાં રહેવા માટેનાં યોગ્ય સ્થળોની પૂરતી સગવડ નથી.

બીજે દિવસે સવારે ફક્ત નહાવા પૂરતાંજ કપડાં લઇ મઠની નજદિકમાંજ આવેલી નદીએ અમે નહાવા સારૂ ગયા. નાહ્યા પછી ભીને કપડેજ અમે પંઢરપૂરના પ્રધાન દેવ વિઠોબાના મંદિરે જવાનું નક્કી કર્યું. ઘણા

ઓમા તો આવી એ ધર્મિક ભાવનાજ હોય છે કેટલેક સ્થળે તો એવો એક સામાન્ય નિયમ પણ હોય છે કે દેવદર્શન માટે ભીને કપડેજ મદિરના પ્રવેશ કરવો પડે એક કલાક મદિરમા ગાળી અમે અમારે મઠે પાછા ફર્યા

કપડા બદલવા દાદાજીને જણાયુ કે તેમનુ કિંમતી ઘડિયાળ અને સોને ઢોળ ટોપવાળી પાર્કર પેન ખોવાયા હતા જ્યારે અમે બહાર ગયા હતા ત્યારે આ વસ્તુઓ ચોરાઇ હતી મુક્તચિત્ત દાદાજીએ આ નુકશાનને બહુ મહત્ત્વ આપ્યુ નહિ

થોડા સમય પછી અમે તેમના વેપારી મિત્રને ઘેર ગયા અને દાદાજીએ ત્યા કેટલુ દેવુ પતાવ્યુ પછી અમે મુબઇ જવા માટે સ્ટેશને ગયા કોઇક કારણે ગાડી તે દિવસે ગણા કલાક મોડી હતી એટલે ગાડીની રાહ જોતા અમે પ્રતિક્ષાલયમા બેઠા

પ્રતિક્ષાલયનાથીજ અમે એક ગૃહસ્થને ઓળખ્યા ઉપર આમ તેમ આટા મારતા જોયા જણાયુ કે એ પણ અમારા જેવાજ એક ઉતારુ હતા સોનાના ટોપની પાર્કર પેન જેવીજ પેન તે ગૃહસ્થના ખિસ્સામા ખોસેલી દાદાજીની નજરે પડી આવી પેન ગમે તેની પાસે હોઇ શકે, પરતુ દાદાજીના કુતૂહલે પોતાની ખોવાયલી પેન એ છે કે કેમ તની ખાત્રી કરવા તેમને પ્રેરણા કરી

ખુલ્લી ખિસ્સા રોજનીશી સાથે દાદાજી પેલા સદ્‌ગૃહસ્થ પાસે ગયા અને તેમને થોડા સમય માટે કામ સારૂ પેન આપવા સભ્યતાપૂર્વક વિનંતિ કરી. સદ્‌ગૃહસ્થે તરતજ પેન આપી. પેન ઉપર પોતાનું નામ છાપેલું હતું તેથી દાદાજીએ સહજ આશ્ચર્ય સહિત વધુ સભ્યતાથી તે ગૃહસ્થને જણાવ્યુ કે તે તેમની પોતાની ખોવાયલી પેન હતી. તે પેન તેમની પાસે કેવી રીતે આવી તે તેમને દાદાજીએ પૂછયુ. સદ્‌ગૃહસ્થે કહ્યુ કે " સાહેબ, પેન આપનીજ હોય તો આપ લઇ લો. " દાદાજીએ ત્યારબાદ પેન ઉપરનું નામ પોતાનુંજ હતું એમ સાબિત કરતાં કેટલાક સંદર્ભો રજૂ કર્યા.

ત્યારપછી પેલા સદ્‌ગૃહસ્થે એ કલમ પંદર રૂપિયાનાં એક છોકરા પાસેથી સવારે ખરીદ કરી હોવાનું અમને જણાવ્યું. દાદાજીએ ત્યાંનેત્યાંજ પંદર રૂપિયા ગણી આપ્યા. અમારે જે ગાડી પકડવાની હતી તેજ ગાડીએ તે સદ્‌ગૃહસ્થને પણ જવાનું હતું. પેન પાછી મળવાને કારણે ઘડિયાળ પણ પાછું મળે એવો સંભવ જણાયાથી દાદાજીએ

સદ્દગૃહસ્થે પેન વેચનાર છોકરાને તરતજ વગર ભૂલે ઓળખી બતાવ્યો.

બીજા બધાને જવા દેવામાં આવ્યા અને વ્યવસ્થાપકે પૂછપરછ સારૂ પેલા છોકરાને અમને સોંપ્યો. છોકરાએ ઘડિયાળ પાંત્રિસ રૂપિયે એક પાનવાળાને વેચ્યાનું અમને કહ્યું, આથી તેની સાથે અમે પાનવાળાની દુકાને ગયા. જોકે શરૂઆતમાં દુકાનદારે એ છોકરા પાસેથી ઘડિયાળ ખરીદ્યું હોવાની સાફ ના કહી પણ પછી પોલીસ તપાસ અને પૂછપરછના પ્રસંગોની બીકે તેણે ઘડિયાળ ખરીદ્યું હોવાનું કબૂલ કર્યું અને અમને જણાવ્યું કે એજ ઘડિયાળ એણે એક ભોજનાલયના માલિકને એંશી રૂપિયે વેચ્યું હતું.

અમે બધા ભોજનશાળામાં ગયા અને ઘડિયાળ પણ પાછું મેળવ્યું. દાદાજીએ પાનવાળાને રૂા. ૩૫) આપ્યા અને તે તથા પેલા કલમ ખરીદનાર સદ્દગૃહસ્થ બન્ને રસ્તે પડયા.

અમારા પ્રશ્નના જવાબમાં પેલા છોકરાએ જણાવ્યુ કે તેનું પોતાનું નામ ઘોન્ડુ હતું. તેની ઉંમર અગાઢ વર્ષની હતી, આઠ માસથી તે મઠમાં નોકરી કરતો હતો. એની વાતો અને ચહેરા ઉપરથી તે સુઘડ રીતભાતવાળો લાગ્યો. ચોરી કેમ કરી એમ પૂછતાં તેણે સજળ નેત્રે અમને જણાવ્યું કે તેની વૃદ્ધ માતા ઘણીજ માંદી હોવાથી અને ડૉક્ટર સાહેબ તેમજ દૂધવાળા, ગાંધી તથા ફળવાળાનાં

મંદિરની અંદર લઈ જવાં, બહાર લાવવાં, આ બધું તેમનો સ્વાભાવિક માતૃપ્રેમ અને તેમના પ્રત્યેનો સ્નેહ બનાવતાં.

પોતાની માતાના વાળુ તેમજ ભોજન સમયે પોતે હાજર રહી શકે એટલા માટે તેઓ પોતાના કાર્યસ્થળે કે કોઇ સામાજિક સમારંભમાં પણ જતા નહિ. દરરોજ પોતાની પ્રિય માતાને સુખદાયક મધુર નિંદ્રા આવે તે માટે પોતાની પત્ની સાથે ઘણાજ ઉમંગથી ઇશ્વરસ્તોત્રો તથા ભજનો ગાતા.

તેમની માતા સાથેની વાતો, તેમની નજીક બેસવું ઊઠવું, તેમને પંખો નાખવો, તેમના કામમાં મદદ કરવી, તેમની સૂચનાઓનો અમલ કરવો આ ચોકખી રીતે પોતાની પૂજ્ય માતા પ્રત્યેનો તેમનો ઉચ્ચ કક્ષાનો આદરણીય ભાવ બતાવતાં હતાં. વડીલો તરફનાં માન અને પ્રેમનાં દર્શન દુર્લભ બનતાં જાય છે એવા આ જમાનામાં ડૉ. માતૃપ્રેમજીનું આચરણ સ્પષ્ટપણે માતૃપ્રેમ અને સેવાભાવના વ્યવહારૂ પાઠ શીખવતું હતું.

આવા શીતલ સુખમય વાતાવરણમાં પોતાના સુપુત્ર સાથે રહેતાં તે વૃદ્ધાને પૃથ્વી ઉપર જાણે સ્વર્ગ ન અવતર્યું હોય તેમ લાગતું.

વર્ષો વહી ગયાં અને માતુશ્રીની ૭૩ મી જન્મગાંઠ

તેઓએ ઘણી ધામધુમથી યોગ્ય રીતે ઊજવી. તેજ દિવસે પાછલે પહોરે ડૉકટર સાહેબનાં પત્નીથી તેમના ફ્રેન્ચ મિત્રો તરફથી ભેટમાં મળેલી કેટલીક નાવિન્ય-પૂર્ણ વસ્તુઓ તૂટી ગઈ.

નાની મોટી નુકશાનીને અત્યાર સુધી સહજ રીતે નભાવી લેનારા ડૉ. માતૃપ્રેમજી આજે એકાએક પોતાની પત્ની ઉપર આ વસ્તુઓના તૂટી જવાને કારણે ઘણાજ ગુસ્સે થઇ ગયા અને પોતાની પત્નીની આ બિનકાળજી માટે તેમને ગમે તેમ ઠપકો આપવા લાગ્યા.

કારણ નજીવું, પણ કહે છે ને

प्राय. समापन्ने विपत्तिकाले धियोऽपि पुंसां मलिना भवन्ति ।

ગરબડ અને ઘોંઘાટથી વણટેવાયલાં ડૉકટર સાહેબનાં માતુશ્રી પોતાના સદ્‌ગુણી પુત્રના તે દિવસના ગુસ્સાથી આશ્ચર્ય પામતાં ત્યાં આવી ચઢયાં અને બધી બાબત જાતે જોઇ પરિસ્થિતિથી વાકેફ થયાં અને પોતાના પુત્રને ઉદ્દેશીને કહેવા લાગ્યાં, "પુત્ર, આવી નજીવી બાબતમાં આટલો બધો ગુસ્સો શા સારૂ ? તારી પત્ની સ્નેહલતાએ આ વસ્તુ જાણી જોઈને ભાંગી નથી. જરા શાંતિપૂર્વક વિચાર તો કર કે તારેજ હાથે, ભાઈ, આ સુંદર વસ્તુઓ ભાંગી ગઈ હોત તો તું શું કરત ? માનસિક શાંતિ કરતાં

કોઈ વસ્તુ વધુ મૂલ્યવાન નથી. તારા મનમાંથી આ નુકશાનીનો વિચાર કાઢી નાંખ અને તારી પત્ની તથા જાતને વ્યથા કરવાનું બંધ કર. ”

ક્રોધ રૂપી વાદળ ખરેખર સદસદ્ વિવેક બુદ્ધિશક્તિને ઢાંકી દે છે. પરિણામે માતાના શાણા શબ્દોએ તેમના ક્રોધમાં વધારો કર્યો. ક્રોધમાં ને ક્રોધમાં તેમણે ધાતુની બનેલી એક ફૂલદાની ઊપાડી. “ અમારી બેની વાનમાં માથું મારનાર તું કોણ ? ” એમ જોરથી બૂમ પાડી પોતાની નિર્બળ માતા તરફ એ ભારે ફૂલદાની તાકીને ફેંકી. ડૉકટરનું આ વર્તન એટલું બધું અણધાર્યું હતું કે પાસે ઊભેલ તેમની પત્ની અથવા જેમના તરફ તે ફૂલદાની ફેંકાઈ તે માતા પણ તેમને તેમ કરતાં અટકાવી કે વારી શકયાં નહિ. દુઃખથી ચીસો પાડતાં માતા જમીન ઉપર ઢળી પડયાં અને તેમના માથામાંથી ઈજાને લીધે લોહી ટપકવા લાગ્યું,

ડૉકટરની પત્નીએ પણ કારમી ચીસ પાડી અને પોતાનાં બેભાન સાસુ પાસે દોડી ગયાં. ખુદ ડૉકટર પણ દિંઙમૂઢ બની ચેતનહીન માફક ઊભા રહ્યા.

આ બધી ગરબડને કારણે આડોશી પાડોશીઓ તરતજ ત્યાં એકઠાં થઇ ગયાં અને એમાંના કોઇકે રુગ્ણગાડીની સહાય માટે ટેલિફોન કર્યો અને એકજણે પોલીસને બોલાવી.

રુગ્ણગાડી અને પોલીસગાડી આવી પહોંચ્યા. બેભાન માતાને રુગ્ણાલયમાં લઇ જવામાં આવ્યાં તથા રુદન કરતા ડૉકટરને સભ્યતાથી પોલીસથાણે લઈ જવામાં આવ્યા.

જાણે અજાણે થયા છતાં પણ ગુનો તે ગુનોજ કહેવાય. પરિણામે પોલીસે ડૉકટરની વિરુદ્ધમાં ગુનો નોંધ્યો. તેમને જામીન પર છોડવામાં આવ્યા.

પશ્ચાત્તાપથી પીડાતા ડૉકટર માતૃપ્રેમજી ત્યારપછી તરતજ રુગ્ણાલયમાં પહોંચી ગયા. પાશ્ચાત્તાપથી આંસુ સારતા તે પોતાની બેભાન માતાના પલંગ પાસે ઊભા રહ્યા. થોડાક કલાકોમાં માતા ભાનમાં આવ્યાં પરંતુ ગળું રૂંધાવાને કારણે બોલી શકતાં નહોતાં. તેમણે દવાદારૂ, ખાવાપીવાનો દઢપણે ઈન્કાર કરી તેમની સુશ્રૂષામાં રોકાયલા ચિકિત્સકોને સ્પષ્ટ રીતે જણાવી દીધું કે તેઓ જીવવા માંગતાં નથી. આમ છતાં રુગ્ણાલયના અધિકારીઓએ તેમની નિષ્ફળ સેવા ચાકરી ચાલુ રાખી. તેમને ખબર નહોતી કે જેને મરવાની દઢ ઇચ્છા છે તેને કોઈ શકિત રોકી શકતી નથી. આખરે ચોથે દિવસે ડૉકટરનાં માતા સ્વર્ગે સિધાવ્યાં.

ત્યાર બાદ થોડે મહિને ડૉકટર સાહેબને ન્યાયાધીશે ગંભીર ઈજા કરવા બદલ અપરાધી ઠરાવ્યા. તેમની પહેલાંની સુંદર વર્તણૂંક ધ્યાનમાં લઇ તેમની માનસિક

અસ્થિર સ્થિતિમાં વગર ઇરાદે કરેલા ગુના માટે અદાલતે સહાનુભૂતિપૂર્વક વિચાર કરી ન્યાયની સમતુલા જાળવી રખાય તે દૃષ્ટિથી ઓછી સજા કરવા નક્કી કર્યું અને તે પ્રમાણે વિદ્વાન ન્યાયાધિશે ડૉકટરને અઢાર માસની શ્રમ સાથેની કારાવાસની સજા કરી.

કેટલાક માસ ડૉકટર સાહેબ કારાવાસના સળીઆ પાછળ રહ્યા અને પોતાની બાકીના ભાગની શિક્ષા માટે માફી મેળવી કારાગૃહમાંથી બહાર આવ્યા.

કેદખાનામાથી મુક્તિ મળી ત્યારથી ડૉ. માતૃપ્રેમજી ગાંડા બન્યા છે અને જે હાથે પોતાની પૂજ્ય માતાનું મોત નિપજાવ્યું તે હાથ ત્યારથી લકવા પીડિત છે.

ઘણી વખત બને છે તેમ આપણું વર્તન પૂર્વજન્મના નિરંકુશ સંસ્કારોને ફરજીઆત અનુસરે છે. ડૉ. માતૃપ્રેમજીની બાબતમાં એ તદ્દન સાચું કહી શકાય. જેમ બીજાની બાબતમાં બને છે તેમ ડૉકટર માતૃપ્રેમજીનું આ વર્તન પણ લલાટે લખ્યા વિધિના લેખ મુજબનું વગર વિચાર્યું અને સંકલ્પ વિકલ્પ રહિત તદ્દન સહજ હતું. આ સહાવલંબિત જીવનમાં કયારે, કેવી રીતે, કોને હાથે આપણે નફાનુકશાનમાં ઉતરીશું એ મહદ્અંશે પહેલેથી નક્કી થયેલું હોય છે. બુદ્ધિગમ્ય-સ્વયંસિદ્ધ કર્મસિદ્ધાન્તના આશ્રય સિવાય ડૉ. માતૃપ્રેમજીનું આવું અકલ્પનીય વર્તન સમજાવી શકાય તેમ નથી.

*

# સાંપ્રદાયિક જડતા.

બંગાળના પરિભ્રમણ દરમ્યાન મારે દાર્જિલિંગના એક સર્જન શ્રી સેનને મળવાનું થયું. વાતચીતમાં તેમણે આધ્યાત્મિક ક્ષેત્રે ઊંચી કોટીએ પહોંચેલા સ્વામીશ્રી પ્રકાશદેવજીની વાત કરી. સ્વાભાવિક રીતેજ મને તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. તે વખતે કેટલાંક કારણોને લીધે હું શ્રી સેન સાથે ત્યાં જઈ શકું તે સ્થિતિમાં ન હતો એટલે શ્રી સેને મને પોતાનું દાર્જિલિંગનું સરનામું આપ્યું અને ત્યાં જતાં અગાઉ પત્રથી તેમને જણાવવા સૂચવ્યું કે જેથી તેઓ શ્રી પ્રકાશદેવજી સાથેની મારી મુલાકાત માટે બધી સગવડ કરી શકે.

ઈ. સ. ૧૯૫૦ ના ઑકટોબરમાં શ્રી સેન સાથે પત્રવ્યવહાર કર્યા પછી હું દાર્જિલિંગ ગયો. સંયોગવશાત્ શ્રી સેનને ધંધાકીય કારણે તેજ દિવસે સવારે એકાએક ચારપાંચ દિવસ બહાર જવાનું થયું. મારો ઉતારો શ્રી સેનને ત્યાં થાય તે માટેની વ્યવસ્થા કરવાનું તેઓ પોતાના એક પાડોશીને સોંપી ગયા હતા. મારી સંભાળ લેવાનું પણ તેમણે તે પાડોશીને કહ્યું હતું. ગમે તે કોઇ

કારણે મને સ્ટેશન પર કોઇ લેવા આવ્યું નહિ. પૂછતાં પૂછતાં મેં શ્રી સેનનું ઘર ખોળી કાઢ્યું. પરંતુ જોયું તો બારણે તાળું. હવે શું કરવું ? પાડોશીને પૂછતાં તેમણે કહ્યું, " શ્રી સેન બહારગામ ગયા છે અને ક્યારે પાછા ફરશે તેની ખબર નથી. "

શ્રી સેન પાછા ફરે ત્યાં સુધી રોકાઈ જવાનો મેં નિશ્ચય કર્યો. આશ્રયસ્થાન મેળવવાની ઇચ્છાથી હું એક જાણિતા વૈષ્ણવ મંદિરમાં ગયો. મેં ભગવાં કપડાં પહેરેલાં હતાં. મંદિર તરફથી મને જવાબ મળ્યો, " વૈષ્ણવો સિવાય અન્ય કોઈને અહિં ઉતરવા દેવામાં આવતા નથી. મેં મારી બધી હકીકત જણાવી, પણ ઘસીને ના પાડવામાં આવી. ખેર; આમ છતાં મંદિરના વ્યવસ્થાપકોએ મને ધર્મશાળા બતાવવા જેટલી દયા બતાવી ખરી. ધર્મશાળાના મહેતાજીએ મને બદમાસ ધારી લીધો અને સાચા સાધુ તરીકેના પૂરાવા મારી પાસે માગ્યા. હું શું પૂરાવા આપું ? મને ઉતરવા દેવાની સાફ ના પાડવામાં આવી.

સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. ઠંડીનું જોર વધતું હતું. રાત પડે અને ઠંડી વધે તે પહેલાં મારે ગમે ત્યાં ઉતારો શોધવોજ જોઇએ. મારી નજર રેલ્વે સ્ટેશન તરફ વળી. ત્યાં પણ મુસાફરખાનું કે પ્રતિક્ષાલય જેવું કશું ન હતું તેની મને ખબર હતી. દાર્જિલિંગ, ઓકટોબર મહિનો અને અપૂરતાં કપડાં, આ સંયોગોમાં ખૂલ્લા આકાશ નીચે

સૂવામાં મારે કેવી કેવી શારીરિક પીડાઓ ભોગવવી પડશે તેના પૂર્ણ ખ્યાલ સાથે હું ચાલી નીકળ્યો.

રસ્તામાં મેં એક ખ્રિસ્તી દેવળના પગથિયામાં શ્વેત વસ્ત્રધારી એક ખ્રિસ્તી ધર્મગુરુ–પાદરી–ને જોયા. મેં મારી મુસીબત તેમને જણાવી. અલબત, વૈષ્ણવ મંદિરમાંથી મને મળેલા જાકારાની વાત ના કરી. એક રાત પૂરતો આશરો આપવા વિનંતિ કરી. તેમણે તરતજ પોતાના નોકર રોડ્રીગ્સને બોલાવી બધી ગોઠવણ કરી. બીજે દિવસે સવારે મને થયુ કે હાલ કલકત્તા જવું અને શ્રી સેનનો કાગળ મળતાં ફરી પાછા આવવું. આવા વિચારે હું દેવળના વડા પાસે ગયો અને તેમના આતિથ્ય બદ્દલ તેમનો ઉપકાર માની જવાની રજા માગી. તેમણે કહ્યું, "ના, તમે નહિ જઇ શકો. તમે જે હેતુથી આવ્યા છો તે હેતુ સિદ્ધ ન થાય ત્યાં સુધી તો નહિજ જવાય. મહેરબાની કરીને શ્રી સેન આવે ત્યાં સુધી રોકાઇ જાવ." મારે નમતું જોખવું પડયું કારણ કે તેમનો શબ્દે શબ્દ નિખાલસ અને નિર્હેતુક પ્રેમથી પૂર્ણ હતો.

શ્રી સેનના આવ્યા પછી પણ આ પાદરીભાઇએ મને શ્રી સેનને ત્યાં ફક્ત બે વાર જમવા જવા દીધો. સ્વામી પ્રકાશદેવજીના આશ્રમે જવાની યોજના મેં ઘડી એટલે એમણે શિલોંગના દેવળના વડા અધિકારીને ફોન કર્યો અને મને સત્કારવા, દેવળમાંજ મારો ઉતારો રાખવા તથા શિલોંગથી ૨૮ માઇલ દૂર સ્વામી પ્રકાશદેવજીના

આશ્રમ સુધી પહોંચાડવા માટેની બધી સગવડતા કરી આપવા તેમને ભલામણ કરી.

હું શિલોંગ પહોંચ્યો. દેવળના એક પ્રતિનિધિ અને શ્રી સેનના એક મિત્ર શ્રી બેનરજી એ બે જણે મારો સત્કાર કર્યો અને ફરી એકવાર મેં દેવળમાં મુકામ કર્યો. દેવળના અધિકારીઓએ મારે સારૂ ટટ્ટુ અને ભોમિયાની ગોઠવણ કરી પણ મારે તે સંતપુરુષને એકાંતમાં મળવું હતું એટલે મેં ખૂબજ નમ્રતાપૂર્વક એ સગવડોનો અસ્વીકાર કર્યો. ડુંગરાળ રસ્તે ૨૮ માઇલ દૂરના આશ્રમે તેજ દિવસે સાંજે પહોંચી જવા માટે મારે વહેલા પરોઢમાં નીકળવાનું હતું તેથી દેવળના પ્રેમાળ અધિકારીએ તદ્દન નવી છ સેલની બેટરી લાવી આપી.

એ ચમત્કારી મહાત્મા સાથે ચિરસ્મરણીય દિવ્યાનંદમાં અઢાર કલાક ગાળ્યા પછી હું શિલોંગ પાછો આવ્યો અને ઇશ્વરના સેવકોની પ્રેમળ દેખરેખ હેઠળ ત્રણ દિવસ દેવળમાં રહ્યો. જ્યારે હું દાર્જિલિંગ પાછો આવ્યો ત્યારે દેવળમાંના મારા શુભેચ્છકોએ મારે માટે જે પ્રેમ, સહાનુભૂતિ અને લાગણી બતાવ્યાં હતાં અને સ્વામીજીના મેળાપ માટે જે સગવડતા કરી આપી હતી તે બદ્દલ તેમનો આભાર માનવા ગયો. તેઓએ મુખ ઉપર અર્થઘન હાસ્ય અને આનંદ સાથે મને આવકાર્યો. મને એમને એમ સીધો ચાલ્યો જવા ન દીધો. બીજે દિવસે દેવળના

વડા સહિત સાત જણા મને વળાવવા સ્ટેશને આવ્યા. વિયોગ અનિવાર્ય હતો. એ દુઃખી પળોમાં મને તેમના મુખ પર મનુષ્ય તરીકેના કર્તવ્યપાલનના પરિપાકરૂપ આનંદ અને સંતોષની લાગણીનાં દર્શન થયાં.

આપણે હિન્દુઓ સાંપ્રદાયિક જડ મર્યાદાઓ ઉલ્લંઘીને મુક્તપણે સંસારમાં ભાઈચારાની ભાવના ક્યારે કેળવીશું ?



## અજગર સાથે રાતવાસો.

કિષ્કિંધા, કર્ણાટકમાં આવેલું લોકપ્રસિદ્ધ હંપી, એક પ્રસિદ્ધ યાત્રાસ્થાન છે. દક્ષિણ રેલ્વેની ગુંટકલ–હુબળી શાખા પર આવેલા હોસ્પેટ સ્ટેશનથી તે આઠ માઇલના અંતરે આવેલું છે.

એવી આખ્યાયિકા છે કે આજસ્થળે પવિત્ર દેવી અંજનાએ રામાયણ પ્રખ્યાત શ્રી હનુમાનજીને એક વિશાળ અંધારી ગુફામાં જન્મ આપ્યો હતો. ત્યારથી તે ગુફા આંજનેય ગુફા તરીકે ઓળખાય છે.

મારા આધ્યાત્મિક જીવનની શરૂઆત આ સ્થળથીજ થઇ છે એ મારા માટે ગૌરવની હકીકત છે.

હંપી પહોંચ્યા પછી પહેલાં તો હું ત્યાંનાં મંદિરો અને ગુફાઓની આજુબાજુ ફરી વળ્યો. બીજે દિવસે કિષ્કિધાથી થોડે માઇલ દૂર આવેલા પંપા સરોવરની મુલાકાત લીધી. ત્રીજે દિવસે થાકને લીધે હું જરાક વહેલો સૂતો પરંતુ નિદ્રા આવી નહિ. એકદમ એક તીવ્ર

પ્રેરણા મને થઇ આવી કે આંજનેય ગુફામાં જઇ ત્યાંજ સવાર સુધી અખંડ જપ કરૂં. હું હંમેશાં માનતો આવ્યો છું કે સદ્વિચારોનો અમલ તરતજ કરવો. આથી મચ્છરોના હુમલાથી બચવા, ઓઢવા માટે એક જોડ ધોતી સાથે લઇને એ પવિત્ર ગુફા તરફ વળ્યો. સુંદર ચાંદનીવાળી રાત્રી હોવાથી એ ભીમકાય ગુફાને દ્વારે પહોંચતાં મુશ્કેલી નડી નહિ. પછી અંધકારમાં મહાપ્રયત્ને ફાંફાં મારતો અંદર આગળ વધ્યો અને મારી માન્યતા પ્રમાણે એક મધ્યસ્થ સ્થળે મેં બેઠક લીધી.

ત્યાર પછીથી તરતજ મને મનુષ્યવસ્તીથી ઘણે દૂર આવેલી ઘોર ભયજનક એકલતા સાલવા લાગી. તે દિવસોમાં હું ઘણીવાર જ્ઞાનતંતુની નબળાઇનો ભોગ બનતો. પરિણામે અજાણપણે વિચિત્ર રીતે મેં મારી જાતને તંગ સ્થિતિમાં મૂકી દીધી. વળી, ગમે તેમ હોય તોપણ હું હંમી જેવા ઘણાજ પવિત્ર સ્થળે છું એવી સુખદ ભાવનાથી હિંમત રાખી તે સ્થિતિનો સામનો પણ કર્યો. મારા જેવા આધ્યાત્મવાદનો માર્ગ સ્વીકારેલા નવા પથિક માટે જરૂરી એવી પ્રાર્થનામાં પસાર કરેલી એકાંત રાતની અસર પવિત્ર અને પાવનશીલજ હોય છે એવી આતરિક તૈયારીથી મેં ઇષ્ટમંત્રનો માનસિક જપ કરવા માંડ્યો. સમય જતાં હું તદ્દન નિર્ભય બન્યો અને એકાગ્ર ચિત્તે મંત્ર જપ તથા સાથે સાથે તેના આધ્યાત્મિક અર્થથી ઉત્પન્ન થતા અવર્ણનીય આનંદનો અનુભવ કરવા

માંડયો. હું નિયમિત રીતે થોડો સમય ભક્તિ આરાધનાના કાર્યમાં ગાળતો હોવા છતાં આના જેવા પરમાનંદનો અનુભવ આ પહેલાં મેં કદી કર્યો નહોતો. ખરેખર એ ગુફાના ઉચ્ચ અને પ્રેરક વાતાવરણની ઉન્નત અસરનુંજ એ પરિણામ. કેટલો સમય એ દશામાં હું રહ્યો તે હું જાણતો નહોતો. એટલામાં અચાનક ગુફામાં અંદરની બાજુએ કંઇક સળવળતું હોય એવું મને લાગ્યુ.

મેં વિચાર્યું સળવળતા પ્રાણીઓ સિવાય ગુફામાં બીજું હોય પણ શું ? અને સર્પના અસ્તિત્વના એજ વિચારે મને ગભરાવ્યો. છૂટાછવાયા પડેલા લાકડાના નાના કકડાઓ ઉપરથી કંઇક સળવળવાનો એ અવાજ હતો. એમાં ભૂલ નહોતી. જીવનની વિષમ ઘટનાઓનો હિંમતથી સામનો કરવા અશક્ત એવા મારા નબળા અપરિપકવ મનમાં જુદા જુદા પ્રકારના નકારાત્મક વિચારોની શરત શરૂ થઇ. જ્યારે સળવળતી વસ્તુએ મારી બેઠકની દિશામાં ડગ ભરવા માંડયાનું મને જણાયુ ત્યારે મારી આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. મારૂં હૃદય જોરથી ધડકવા માંડયુ. એ ઉદ્વેગજનક ઉત્સાહહિન દશામાં મારૂં અંતરવસ્ત્ર પણ બગડયુ. જ્યારે થોડાક સમય પછી મને લાગ્યું કે મારો અજાણ્યો ભયંકર સાથી મારા પગ પર આરામ લેતો હતો ત્યારે મારા શરીરનાં રૂવાંડાં ઊભાં થઇ ગયાં અને કમકમાટી ઉત્પન્ન કરે એવો ભય મને લાગ્યો. એ અજગર સીધો સડસડાટ મારી છાતી ઉપર

ચઢી મેં ઉપર થઇ માથા ઉપરથી પીઠ ઉપર ઉતર્યો. એ બેભાન અવસ્થાવાળા અવર્ણનીય અંતરપટમાંથી બહાર આવતાં મને ઘણો સમય વીતી ગયો હોવો જોઇએ. એ સમયે ગુફામાં નીરવ શાંતિ હતી—નહોતી એક મારા મનમાં.

જો કે તરતજ મને ગુફામાંથી બહાર નીકળવાની ઘણી ઇચ્છા થઇ; પરંતુ તે સમયે એ મુક્તિના વિચારને સત્વર સક્રીય સ્વરૂપ આપવાનું શક્ય નહોતું. કંઇક અશુભ પરિણામના ભયે મને તેમ કરતાં વાર્યો. મેં મારા જપનું પુનરાવર્તન કર્યું. પણ સ્થિરતા અને સાતત્યથી એ ન કરી શકયો. એ ધસમસતા સળવળીઆ સર્પના પુનર્દર્શનની શકયતાનો ભયપ્રદ વિચાર મને ઘેરી વળ્યો હતો. આવી તંગ સ્થિતિમાંથી મુક્તિની ઇચ્છા અને સંમિશ્ર ભાવનાઓ વચ્ચે જ્યારે હું સમય પસાર કરી રહ્યો હતો તેવામાં એ લાંબી ગુફાના એક સુદૂર ભાગમાં આવેલાં નાનાં બાકોરાં ઓમાંથી આવતો પ્રાતઃકાળનો પ્રકાશ હું જોઇ શકયો. કાગડાઓનો કકળાટ, પક્ષીઓનો કલરવ અને કુકડાઓની ‘કૂકડે કૂક’ મેં સાંભળી. મારા પ્રથમના ભયને જાણે સાચો પાડતો હોય તેમ હૃદય ભંગ કરનારો સર્પનો સળવળાટ ફરી પાછો સંભળાયો અને તે સાથેજ પ્રાતઃકાળના પ્રકાશ દર્શને પ્રાપ્ત કરી આપેલી, પક્ષીઓના સંગીતે પ્રાતઃકાળને જાહેર કરતી બધી હિંમત હું હારી ગયો. બીજો એકાદ કલાક આંખો મીંચી દઇને શંકા અને માનસિક મથામણ

# પતિયાનો ઉચ્ચ ઉપદેશ.

આપણે કુનવથી માણસો વસ્તુઓ અને વ્યક્તિઓને ઘણુંખરૂં બાહ્યદષ્ટિથી જોવાને ટેવાયેલા હોઇએ છીએ. આજ કારણે એકાન્ત વિરક્ત જીવન ગુજારનારા ઘણા મહાપુરૂષોની આંતરિક ઉત્ક્રાન્તિ તરફ નજર નાંખવાના ઉચ્ચ અધિકારથી સજાગ દષ્ટિએ સાધારણ રીતે વંચિત હોઇએ છીએ.

એક સમયે હું ઋષિકેશથી ત્રણ માઇલ છેટે આવેલા લક્ષ્મણઝૂલા જઇ રહ્યો હતો. ઝૂલાની નજીક રસ્તે જતા યાત્રાળુઓ તરફથી મળતી ભિક્ષા ઉપર ગુજારો કરતા પતિયાઓની ઘણી ઝૂંપડીઓ હતી.

રસ્તાની બાજુએ આવેલા વસવાટો નજીક એક ફેરીઓ મમરા, વઘારેલા ચણા, મગફળી તથા સસ્તાં ફળો વેચતો હતો.

આપણા પતિયા બાંધવોને કંઇક ખાવાનું આપવાનો મને વિચાર આવ્યો. આથી મેં તે ફેરીઆને તે અઠ્ઠાવીસ પતિયામાંના દરેકને એક એક આનાના ચણા આપવાનું

કહ્યું. ઝૂલાને અડીનેજ વળી એક ઝૂંપડી હતી. તેમાંથી એક બીજો પતિયો બહાર નીકળી આવ્યો; તે દૂર હતો. મારે પણ તેજ રસ્તે જવાનું હોવાથી મેં તેને માટે પણ એક પડીકું લીધું. ફેરીઆને પૈસા ચૂકવી હું આગળ ચાલ્યો.

ઝૂંપડીએ પહોંચતાંજ ત્યાં મને ગંદી ચામડીવાળો ફિક્કો પડી ગએલો એક પતિયો સૂર્યસ્નાન કરતો જણાયો. રોગે તેના શરીરમાં એટલો ઊંડો પ્રવેશ કર્યો હતો કે તેના શરીરના ઘણાખરા અવયવો ખવાઇ ગયા હતા.

હું તેની પાસે ગયો અને ગણાનું પડીકું આપ્યું. પડીકું સ્વીકારતાં તેણે મને સ્મિતથી આવકાર્યો અને મધુરં વાણીથી મને બેસવા કહ્યું. હું ના ન પાડી શકયો. એક લાકડાના ખોખા ઉપર બેઠો પણ મને ચેન પડતું નહોતું.

પતિયો પોતાની ઝૂંપડીમાં ગયો અને પોતાના વિકૃત હાથમાં ગોળ લઇ બહાર આવ્યો અને તે મને આપ્યો. તેની પાસેથી ગોળ સ્વીકારવા મારૂં મન માનતું નહોતું તેથી મેં સભ્યતાપૂર્વક ' મને જરૂર નથી ' એમ કહી લેવાની ના પાડી. આથી પતિયાએ મહેણું મારતાં મને કહ્યું, "ચેપના ભયથી આપ મુક્ત થયાજ નથી તો પછી આપ આધ્યાત્મિક માર્ગમાં કેવી રીતે પ્રગતિ કરશો ?"

તેની વાકયોચ્ચાર પદ્ધતિએ મને તે કોઇ સાધારણ

પતિયો નથી પરંતુ પ્રારબ્ધ કર્મ ભોગવતો વિદ્વાન આપ ગ હતો એમ પૂરતી રીતે જણાય

હા, તેનું કહેલું ખરૂં હતું "ભય અવગતિનો માર્ગ છે" શું આપણા વિવિધ દુ ખો મુખ્યત ભયપ્રથીને લીધે નથી ? આ જીવનમા રોગભય, શોકભય, નિન્દાભય, નુકશાન ભય, નિષ્ફળતાભય, વિયોગભય, ભૂખનરાનોભય, અપમાનભય, ભૂતપિશાચભય, દુષ્કાળભય, પૂરભય વગેરે અને તેથી પણ વધારામા મૃત્યુભય આપણને એવા બધ દુ ખી બનાવે છે કે આધ્યાત્મિક પ્રગતિનુ તો સ્થાનજ કયા ? સામાન્ય સાસારિક સુખથી પણ આપણે દૂર રીએ

થોડા વખત પછી તેણે મને કહ્યુ, "આપને મોડુ થતુ હશે, આપ જઇ શકો છો" જ્યારે હુ જવા માટે ઊઠયો ત્યારે પોતાનો ગોળવાળો હાથ લબાવી અર્થપૂર્ણ રીતે તેણે મને કહ્યુ, "હરે તો પ્રસાદ લેતા જાવ" આ એવા ભાવથી કહેવાયુ હતુ કે ભયથી પહેલા મુક્ત થયા વગર જીવનમા આગળ ધપવુ અશકય છે એમ જાણ્યા પછી હવે તો અહિથીજ શ્રી ગણેશ કેમ નથી કરતા ? ખરેખર તેનુ કથન મીઠુસટ અને લલ ારે એવુ હતુ

મે તેના પ્રસા નો સ્વીકાર કર્યો અને ફરી બેઠો ત્યાના ચેપી વાતાવરણ ઉપર પડદો ઢાકી તેની સાથે વાતચીત કરવી શરૂ કરી અમે વિવિધ રસપ્રદ વિષયો

ઉપર વચ્ચે વચ્ચે જુદી જુદી ભાષામાં ચર્ચા કરી.

તેના અંતરમાંથી વહી આવતાં શાન્તિનાં મોજાંઓનો તેની વિશાળતા અને ગુણવત્તાના પ્રમાણમાં આનંદ મેળવી એ સુસ્મરણીય સમાગમને અંતે મારાથી એવા નિર્ણય ઉપર આવ્યા વગર રહેવાયુ નહિ કે ત્યાં તે ઝૂંપડીમાં તત્ત્વનિષ્ઠામાં ઊંડે ડૂબેલો એક મહાન સંત, પણ જાગૃત દૃષ્ટિએ એક સામાન્ય પતિયો રહેતો હતો.

વિદાય સમયે મને લાગ્યું કે તેની સાથેના ટૂંક સમાગમ દરમ્યાન મેં જ્ઞાનની દૃષ્ટિએ, તથા મારા જેવા આધ્યાત્મિક પંથના શિશુ પ્રવાસી માટે જરૂરી એવા મનોભાવના પરિવર્તનનો લાભ મેળવ્યો હતો.



# સંશય શેતાન.

અંધ સંશય અને વેરી ગેરસમજની પ્રેરણા નીચે કામ કરતા સર્વ લોકો સાધારણ રીતે પોતાની જાતને તથા બીજાઓને સંકટમાં મૂકી દે છે

જેમાં એક ઉતાવળીઆ પતિએ સંશયના ભોગ બનીને એક ભ્રૂણ હત્યા અને ત્રણ આત્મહત્યા નીપજાવી છે તેવી આ રહી એક કરુણ ઘટના

એક નાના કસ્બામાં બાર વર્ષની નાની ભારતી તથા તેનો આઠ વર્ષનો નાનો ભાઈ શરદકુમાર બંને પોતાના માતાપિતાના અવસાનને કારણે મામાને ત્યાં રહેતા હતા

એક દિવસ તેનો ભાઈ ખોવાઈ ગયો ચારેબાજુ પૂરતી તપાસ કર્યા છતા તેનો પત્તો લાગ્યો નહીં

વર્ષો વહી ગયા કેટલાક સાવચેતીના પગલા તરીકે અને પૂરતી મદદના અભાવે ભારતીબેનને નજીકના શહેરમાં આવેલા અનાથાશ્રમમાં દાખલ કરવામાં આવી

શ્રીયુત્ ચંદ્રેશભાઇ એક શ્રીમંત બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલા સ્નાતક હતા. તેઓ તરછોડાયેલા, સાધનહીન, અને મંદબુદ્ધિવાળા ગુન્હેગારોને પોતાની શક્તિ પ્રમાણે પુનર્વસવાટ અને સુસ્થિતિ પ્રાપ્ત કરાવી આપવાના માનવતાના કાર્ય સાથે સંકળાએલા હતા. તેમની ઉમદા સેવાને લીધે તેમણે લોકોમાં ચાહના મેળવી હતી.

સમાજમાં રૂઢ થયેલી અવરોધાત્મક જ્ઞાતિ પ્રથાને તોડવા અને અનાથ બાળાઓના જીવનમાં નવીન સુખ-પ્રકાશ રેડવાના હેતુથી ચંદ્રેશભાઇ સાચા સંસ્કારી યુવકોને જ્ઞાતિ બહાર લગ્ન કરવા પ્રેરતા અને અનાથાશ્રમમાં વસતી બાળાઓમાંથી કન્યા પસંદ કરવા કહેતા. સમય આવે પોતે પણ તેજ માર્ગ અપનાવશે એવું તેઓએ વચન આપેલું.

એક દિવસે જ્યારે તેઓ મારા મિત્ર શ્રીયુત્ ગિરીશભાઇને મળ્યા ત્યારે તેમણે અબ્રાહ્મણ અનાથ કન્યાને પરણવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

ગિરીશભાઇએ અનાથાશ્રમના સત્તાવાળાઓનો સંપર્ક સાધ્યો અને ચંદ્રેશભાઇ માટે યોગ્ય કન્યાની લગ્ન સંબંધ સારૂ પસંદગી કરી. આ વાત વિશ્વસ્ત મંડળ આગળ રજૂ થઇ અને તેમના તરફથી એવી આજ્ઞા થઇ કે જો અરજદારે પસંદ કરેલી કન્યાની પૂર્ણ સંમતિ હોય તો ધારાધોરણોને અનુસરી કન્યાનું ચંદ્રેશભાઇ સાથે લગ્ન કરવું.

આમ પોતાના પિતાશ્રીની અને શ્રીમંત મિત્રોની ઇચ્છા વિરુદ્ધ શ્રી ચંદ્રેશભાઇ ૨૨ વર્ષની વણિક કન્યા ભારતીબેન સાથે પરણ્યા.

આ નૂતન પરિણિત યુગલે થોડાક સમય સામાજિક ટીકારૂપી વાદળોનો હિંમતપૂર્વક સામનો કર્યો.

કેટલાક હિતેચ્છુઓએ ચંદ્રેશભાઇને રૂના ધંધા તરફ વાળ્યા અને પોતાના પરિણિત જીવનના બે વર્ષને અંતે તેઓ પોતાની સગર્ભા સહચારિણી સાથે સુખમાં રાચતા હતા.

એક દિવસ તેઓ પ્રવાસે જવા નીકળ્યા. તેઓ એકાદ અઠવાડીઉં બહાર રોકાવાના હતા.

બરાબર આજ સમયે બાર વર્ષ પહેલાં ખોવાયેલો શરદકુમાર પોતાના મામા, મામી તથા બેન ભારતીની ખોળ કરતો પોતાના વતનમાં પાછો ફર્યો. ગામના લોકોએ દિલગીરીપૂર્વક તેના મામા મામીના અવસાનના સમાચાર આપ્યા અને ભારતીબેનનું સરનામું આપી તે ગુમ થયાના સમયથી જે જે કંઇ બન્યું હતું તે વિગતોની માહિતી પણ તેને આપી.

શરદકુમારે શહેરમાં જઇ પોતાની બહેનનું ઘર

ખોળી કાઢયું. તે સીધો ઘરમાં ગયો. ભારતીબેન તે વખતે પૂજા કરતાં હતાં. પૂજા કરતાં કદી કદી તે પોતાના ગૂમ થયેલા ભાઈને યાદ કરતી હતી. પરંતુ બાર વર્ષના લાંબા ગાળાએ પોતાના ભાઇના પુનરાગમનની શકયતાની આશાઓ ભાંગી નાખી હતી.

આથી તે દિવસે જ્યારે એક યુવકને તેણે પોતાને પગે પડતો જોયો ત્યારે તેને ભાવનોદ્રેક થયો અને એ યુવકની આંખોમાંથી નીતરતાં ઘેરાં આંસુઓ જોઇ તે જરા આભી બની ગઇ. તરતજ તેણે ખોવાયલા વીરાને ઓળખી કાઢયો. "ઓ બેન ! ઓ ભાઇ !" એમ એકી સાથે બન્નેના મોઢામાંથી ઉદ્‌ગારો સરી પડયા અને બન્ને જણાં એકબીજાને ભેટી પડયાં. ગતસ્મૃતિઓની ઝડપી યાદ અને આનંદાવેશથી ધડકતાં હૃદયો સાથે તેઓ લાંબા સમય સુધી એક બીજાને તેજ સ્થિતિમાં ભેટેલાં રહ્યાં.

ત્યારબાદ બાર વર્ષના વિયોગના ગાળામાં તે દરેકે પોતાને જે જે વીત્યું હતું તે બધું એકબીજાને કહી સંભળાવ્યું. તેઓએ એકબીજાને ઘણા સવાલ જવાબ કર્યા. પોતાના નાનપણની સુખદ ક્ષણોની સ્મૃતિઓની યાદ તાજી કરતાં તેઓ સ્વાભાવિક પ્રેમાવેશને લીધે એકબીજાને વારંવાર ભેટી પડતાં. સાંજે મોડેથી ભારતી બેન રસોઇ કરવા ઊઠયાં. દરમ્યાનમાં શરદકુમાર બજારમાં જઈ બેન બનેવી માટે કેટલીક સુંદર લગ્ન ભેટો લઇ આવ્યો.

પોતાના બનેવીના આવતા સુધી ભેટ આપવાનુ મુલતવી રાખ્યુ વાળુ પછી ભાઇ બહેન સુઇ ગયા

બીજે દિવસે બપોરે હિંચકે બેઠા ભારતીબેન એક વિનોદી ચોપડીમાથી કેટલોક હાસ્યજનક ભાગ મોટેથી વાચતા હતા તેમનો સ્નેહાળ સહોદર તેમના ડાબા ખોળામા માથુ મૂકી પડયો પડયો ગભીરતાપૂર્વક સાભળતો હતો

શ્રીયુત્ ચદ્રેશભાઇ તેજ ક્ષણે પાછા ફર્યા ઘરમાથી આવતી હાસ્યની છોળોએ તેમને આશ્ચર્યમા નાખ્યા અને વિચાર કરતા કરી મૂકયા તેઓ બિલાડીને પગલે બારણા પાસે ગાયા અને અર્ધ ઉઘાડી બારીમાથી ડોકીઉ કર્યું તેમણે પોતાની સગર્ભા ભાર્યાને કોઈ અજાણ્યા યુવક સાથે પેવી સ્થિતિમા જોઈ ભાઈ બેન તો પેલા રસ નીતરતા વાચનમા એટલા મગ્ન થઇ ગયેલા હતા કે તેઓ ચદ્રેશભાઈના ડોકિયાથી અજાણુજ રહ્યા

આ દૃશ્યે ચદ્રેશભાઇમા ક્રોધ ઉત્પન્ન કર્યો તેઓને એટલુ બધુ દુખ થયુ કે તેમને ચક્કર આવવા લાગ્યા તેમણે તે સ્થાનનો ત્યાગ કર્યો અને કોઈ નિશ્ચિત સ્થળ કર્યા સિવાયજ તે રસ્તામા ચાલવા લાગ્યા એ ગાડાની માફક બદલાઇ ગયેલા ચહેરે ફરતા હતા ત્યારે રસ્તામા તેમને ગિરીશભાઇ મળ્યા તે કઇ પૂછે તે પહેલાજ ચદ્રેશભાઇએ

કહી નાખ્યુ કે ભારતી કોઈ અજાણ્યા ઈસમ સાથે વિલાસી સ્થિતિમા પકડાઇ છે

આવા સીધેસીધા આરોપને લીધે અને પોતાને કોઈ ખાસ કામની ઉતાવળ હોવાથી ગિરીશભાઇ વધારે વિગતમા ઉતરવા થોભ્યા નહિ સાજરે તેમને મળવાનુ વચન આપી તેઓ પોતાને માર્ગે ગયા અને ચન્દ્રેશભાઈ આગળ વધ્યા

મારા યજમાન ગિરીશભાઇ એ રાત્રે મારી સાથે વાતુ કરી, ચન્દ્રેશભાઇને મળવા જાઉ છુ એમ કહી ગયા તેઓ કયાર પાછા ફર્યા તે મે જાણ્યુ નહિ

બીજી સવારે ગિરીશભાઈએ આગલે દિવસે ચન્દ્રેશે સ્નાનમા જે કહ્યુ હતુ તે મને જણાવ્યુ અને કહ્યુ કે ભારતીબેનને પોતાના પતિની શહેરમા હાજરીની ખબર નથી પેલો તેમનો ખોવાયેલો ભાઈ શરદકુમાર પાછો આવી તે સમયે પોતાની બેન સાથે હતો એમ તેમણે મને અતમા જણાવ્યુ

ચન્દ્રેશભાઇ વિષેની બીજી વાતોમા અમે રોકાયલા હતા ત્યારે શહેરના પ્રેતપરિક્ષક ગૃહમાથી ચન્દ્રેશભાઈ અને ગિરીશભાઈ બનેને ઓળખતો એક નોકર આવ્યો અને તેણે જણાવ્યુ કે ઉપનગર સ્ટેશનના લોહમાર્ગ ઉપરથી શ્રી ચન્દ્રેશભાઈના શરીરને મળતો આવતો છિન્નભિન્ન થયેલો એક યુવકનો મૃતદેહ મળી આવ્યો છે અમે બને

પેલા નોકર સાથે પ્રેતાલયમાં ગયા અને મૃત ચંદ્રેશને જોઇને આઘાત પામ્યા. તે આગગાડી નીચે આવી ગયો હતો.

અમે સ્વાભાવિક રીતેજ અનુમાન કર્યું કે બાપીકી મિલકત અને બીજા સામાજિક લાભોને ભોગે ભારતીબેન જેવી એક અનાથ બાળાને પરણનાર ચંદ્રેશ પોતાની પત્નીને અજાણ્યા યુવક સાથે જોતાં ગૂંચવણમાં પડ્યો હોવો જોઇએ. તેને એવી કલ્પના ન આવી હોય કે તે અજાણ્યો યુવક ભારતીબેનનો બિનપત્તા ભાઇ હોય. તેથી તેણે શરદકુમારને ભૂલથી શંકાસ્પદ મુલાકાતી ધારી લીધેલો હોવો જોઈએ; અને ભારતીબેનના આ રીતના માની લીધેલા ઘૃણાસ્પદ વર્તનને કારણે તેને પોતાના આદર્શો ધૂળમાં મળતા લાગ્યા હોય અને તેથી તદ્દન નાસીપાસ થઇને તે મરણશરણ થયો હોવો જોઇએ.

અમે જઇને ભારતીબેન અને શરદકુમારને તેડી લાવ્યા. મૃતદેહ તેમને સોંપવામાં આવ્યો. મૃતદેહની યોગ્ય ઉત્તરક્રિયા કરી નિકાલ કરવામાં આવ્યો.

મૃત ચંદ્રેશભાઇના શબ સાથે આપવામાં આવેલા તેમના સામાનમાંથી ભારતીબેનને ઉદ્દેશીને લખેલી એક ચિઠ્ઠી મળી આવી. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"હે નિર્લજ્જ પાપની પુતળી, ઇશ્વરી અદાલતમાં તને તારા ગુપ્ત પ્રેમપ્રકરણને યોગ્ય શિક્ષા મળશે. ચંદ્રેશ."

આગલી રાતેજ જ્યારે ગિરીશભાઇ ચંદ્રેશભાઇને મળવા ગયા હતા ત્યારે તેમણે પોતે તે દિવસે બપોરે શહેરમાં ચંદ્રેશભાઇ મળ્યા હતા તેમ ભારતીબેનને જણાવ્યું હતું. આ કરુણ આત્મહત્યા આગમસની બે દિવસની શરદની તેના ઘરમાં હાજરી અને આ આરોપ-યુક્ત ચિઠ્ઠી એ બે બાબતો પોતાના પતિએ તેના ઉપર શાથી શંકા લીધી તેના અનુમાન માટે પુરતી હતી.

હવે સ્વાભાવિક રીતે તેમને એમ લાગવા માંડયું કે જો પોતાના પતિની ગેરહાજરી દરમ્યાન પોતાના ભાઇની હાજરી ન હોત તો તેને આ અકાળે વૈધવ્ય ભોગવવાનો પ્રસંગ આવ્યો ન હોત. તેમણે આખી રાત ડૂસકાં ખાધાં. આ કરુણ ઘટનાનો નિમિત્ત બનેલો શરદકુમાર એટલો બધો દુઃખી થયો કે પોતાની બેનને દિલાસો આપી શકયો નહિ. તેમનું નિર્દોષ હૃદય ચિઠ્ઠીમાંનો આરોપ સહન કરી શકે તેવું નહોતું. પોતાની પવિત્રતા સિદ્ધ કરવા, અવિચારી પગલાં દ્વારા પુરુષોને યોગ્ય પ્રગલ્ભતાના અભાવને પ્રાપ્ત કરેલા એવા પતિને પંથે જવા ભારતીબેને ઘાસતેલથી પોતાની જાતને તથા ઉદરમાંના બાળકને બાળી મૂકયાં.

બેનના આપઘાતે શરદકુમારની માનસિક અસ્થિરતામાં ઉમેરો કર્યો અને તે ખરેખર ગાંડો બન્યો. તેને પોતે પાછા ફર્યાનોજ ઘણો પશ્ચાત્તાપ થયો. પોતાનાં બેન બનેવીને ન અપાયેલી લગ્નની ભેટો સાથે તે બે દિવસ સુધી ભટકતો જણાયો. " અરેરે ! ત્રણ મૃત્યુ માટે જવાબદાર બનેલો હું કેટલો બધો નિષ્ઠુર પાપી છું ? મને જીવવાનો શો અધિકાર છે ? " એમ મોટા અવાજે અવિરત બૂમો પાડતો તે સંભળાતો હતો.

ત્રીજે દિવસે શરદકુમારે એક ઊંડા અવડ કુવામાં પડતું મૂક્યું. મૃત સ્થિતિમાં તેને બહાર કાઢવામાં આવ્યો. એક અઠવાડિયામાં ગિરીશભાઇએ અગ્નિદાહ દીધેલો તે ત્રીજો દેહ હતો.

ચંદ્રેશભાઇએ જો જરાક ધીરજપૂર્વક સત્યની શોધ કરી હોત તો તે અજ્ઞાન શિશુ તથા તેમને બધાંને સત્યમ્ શિવમ્ સુંદરમ્ રૂપી આ-દુનિયાનો આનંદ માણવા મળ્યો હોત અને સાથે સાથે તેમને શિખવાનું મળ્યુ હોત કે આંખે જોયેલી બધી બાબતો હંમેશાં સત્યજ હોય છે તેમ નથી.



# વિચ્છિન્ન વેવિશાળ.

સને ૧૯૫૦ ની સાલમાં સુરેન્દ્રનગરના એક વકીલના પુત્ર રસિકભાઇનું વેવિશાળ અમરેલીનાં રંજનબેન સાથે નક્કી થયું હતું અને તેજ સાલે મે મહીનાની ૨૫ મી તારીખે તેમનાં લગ્ન થવાનાં હતાં.

સુરેન્દ્રનગરનાજ એ કરિયાણાના વેપારીની પુત્રી હંસાબેનનું વેવિશાળ રાજકોટના એક ધીકતા ધંધાવાળા વેપારીના પુત્ર હરેન્દ્રભાઇ સાથે થયું હતું અને તે લગ્ન પણ તેજ દિવસે થવાનું હતું.

તા. ૨૨ મી મેના દિવસે રસિકભાઇના પિતા રંજનાબેનના પિતાને મળ્યા. લગ્નને થોડાજ દિવસ બાકી હતા એટલે વેવિશાળ ફોક કરવાની પરોક્ષ ધમકીઓ દ્વારા પરઠણમાં વધારો મેળવવા એ દિવસ તેમને શુભશુકનવાળો લાગ્યો હશે. સામાન્ય રીતે કન્યાપક્ષ આવી માગણીના અનાદરથી ઉત્પન્ન થતા નુકશાનકારક પરિણામોથી બચવા આવે સમયે દબાણભરી માગણીઓને તાબે થાય છે. જો તેમ ના કરે તો અણીને સમયે કન્યાના અસ્વીકાર થતાં

સમાજમાં અનેક પ્રકારની શંકા-કુશંકાઓ ભરી વાતો વહેતી થાય છે અને પરિણામે ઉચ્ચ કુટુંબમાં તે કન્યાનો બીજો સંબંધ બંધાવાની તક ઓછી થાય છે.

આ જાતની કચડનારી સામાજિક રૂઢીને લીધે ઘણી સ્ત્રીઓની કૌટુમ્બિક સ્થિતિ અસહ્ય બની જાય છે. જે સમાજમાં પૈરઠણને લગનમાં અગ્રસ્થાન છે ત્યાં સમાજના ઘટકોનું ગૃહસૌખ્ય કલ્પના - સ્વપ્નજ રહી જાય છે તે સુવિદિત હકીકત છે.

ગુજરાતમાં અને વિશેષે કરીને ચરોતરમાં પાટીદાર સમાજમાં પ્રચલિત પરઠણની પ્રથાથી ઉત્પન્ન થતાં અનિષ્ટોનો સારો ખ્યાલ છે એટલે તે બાબતમાં વધુ સ્પષ્ટિકરણની જરૂર નથી.

. "પુત્ર એ પત્ની પ્રાપ્ત થતાં સુધીજ પુત્ર છે અને પુત્રી પોતાના જીવનાન્ત સુધી પુત્રીજ રહે છે," એવી મતલબની કહેવત પાટીદારોને લાગુ પાડવામાં આવે છે. તે ઉક્તિમાં એવો ભાવ સમાયલો છે કે લગ્ન પછીથી પુત્રના કુટુંબનો બોજો રહેતો નથી જ્યારે લગ્ન થયા પછી પણ તેના દેહાન્ત સુધી પુત્રી તો તેનાં માબાપ-પિયર-ઉપરજ બોજારૂપ રહે છે. આથી ગળારૂંધ જવાબ દારીઓની શકયતાની બીકે પાટીદારો પુત્રીઓને કાયમ કુટુંબશાપ સમાન ગણે છે.

પણ રંજનાના પિતાએ રસિકભાઈના પિતાની વાત સ્વીકારી નહિ. તેણે જણાવ્યું કે લગ્નદ્વારા પૈસા કમાવાની વૃત્તિવાળા કુટુંબમાં જવા પોતાની ઇચ્છા નથી. આથી વેવિશાળ તોડી નાખવામાં આવ્યું.

જ્યારે રસિકભાઈને આ વાતની ખબર પડી ત્યારે તેમણે સસ્તી પૈઠણ પ્રથાનું હલકાપણું ધીરજપૂર્વક પોતાના પિતાને સમજાવ્યુ. તેમણે પિતાને કહ્યું, "આપની આ પૈસા પડાવવાની વૃત્તિ કલુષિત, ગંદી અને ઘૃણાજનક છે." આ રીતે પરિસ્થિતિએ ઉગ્ર સ્વરૂપ પકડયુ અને દલીલોની પરંપરાએ રસિકભાઈને ગૃહત્યાગ કરવાની ફરજ પાડી.

બીજી તરફ તા. ૨૩ મીની સાંજે કુમારી હંસાને પોતાના ઘરની પછીતે આવેલા નળ ઉપર કેટલીક ડોળ પાણી ભરવા જવાનું થયુ. ત્યાં આગળ તે એકલીજ હતી. સાંજના આશરે પાંચ વાગ્યાનો સુમાર હશે. મુસલમાન જેવા દેખાતા ત્રણ ઇસમો પાણીના નળ નજીક આવ્યા, જરાક ઊભા રહ્યા અને ચાલ્યા ગયા. હંસા તેમની પાછળ પાછળ ગઇ. દેખીતી રીતેજ તેના ઉપર કંઇક જાદુનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. તેઓ સ્ટેશને પહોંચ્યાં અને રાજકોટની ગાડીમાં ચડયાં. ગાડી ઊપડી. આઠ વાગ્યા પછી જ્યારે ગાડી વાંકાનેર સ્ટેશનમાં પ્રવેશ કરતી હતી ત્યારે હંસા શુદ્ધિમાં આવી. પોતાને ગાડીમાં

પ્રવાસ કરતી જોઇને " મને બચાવો, મને બચાવો "ની કારમી ચીસો પાડવા લાગી. પેલા જાદુગર લુચ્ચાઓ સંકટની શકયતા જોતાં અદૃશ્ય થઇ ગયા. હંસાબેનની ચીસોએ મુસાફરોનું ધ્યાન ખેંચ્યુ. તેમાંના એક વૃદ્ધ જે વાંકાનેર ઉતરવાના હતા તેમણે હંસાની પાસે જઇ શી હકીકત હતી તેની તપાસ કરી.

ગભરાયેલા અવાજે હંસાએ પેલા વૃદ્ધને જણાવ્યુ "મારા ઘરને પાછલે બારણે હું સાંજે પાણી ભરતી હતી ત્યારે ત્રણ આદમીઓ ત્યાં આવ્યા. તે મારા તરફ એકી ટશે જોવા લાગ્યા. મને લાગ્યુ કે તેમને પાણી પીવું હશે તેથી હું કંઇ બોલી નહિ. ત્યાર પછીનું મને સ્મરણ છે તે એટલુંજ કે હું તેમની પાછળ ગઇ અને અત્યારે ગાડીમાં છું." તેણે ત્યાર બાદ પોતે કોણ છે તે વાત કહી અને ૨૫ મી તારીખે તેનું લગ્ન થવાનું છે તે વાત પણ કહી.

વાંકાનેરના એ વૃદ્ધે તેના પિતા વિષે સાંભળ્યું હતું એથી તેમણે પેલી છોકરીને કહ્યું કે પોતે તેના પિતાને પરોક્ષ રીતે ઓળખે છે. તેમણે કહ્યું, "હું તારા બાપુજીને તારથી તરતજ તારી સલામતીના સમાચાર આપું છું. તારા બાપુજી આવતા સુધી તું અમારે ઘેર અમારી સાથે રહેજે." છોકરીએ તેમ કરવા કબૂલ્યું. જતાં જતાં રસ્તેથીજ પેલા વૃદ્ધે તેના પિતાને ત્વરીત તાર સંદેશ કરી તેડાવ્યા.

પેલા વૃદ્ધની ઘરની સ્ત્રીઓએ તેને આશ્વાસન ભરી

વાતોથી દિલાસો આપ્યો, પરંતુ મધરાત સુધી કોઇ આવ્યાં નહિ ત્યારે વૃદ્ધે સવારે સૂર્યોદય પછી પોતાની પત્ની સાથે પહેલી ગાડીમાં તેને પહોંચતી કરવાની ખાત્રી આપી. પછી બધાં સૂઇ ગયાં.

હંસાને ઊંઘ આવી નહિ. તે તો ઘરમાંથી ભૂલી પડયા પંખીનાં શકય પરિણામોનો વિચાર કરવા લાગી. તેણે વિચાર્યું, "આ સમાચાર વખતે પ્રવાસ ખેડી દૂર મારા ભાવી સાસરીએ પણ પહોંચી ગયા હોય. કદાચ હાલમાં કંઇ ન બન્યુ હોય તો પણ ભવિષ્યમાં આ સમાચાર પ્રકાશમાં આવી મારા લગ્નજીવનને તદ્દન મોળું બનાવે તો ? શું સમાજ મારી કથની માનશે ?" આવા બધા પ્રશ્નો મનમાં ઊઠવા લાગ્યા. આ તરંગોને અંતે એવું લાગવા માંડયું કે તેનો સ્વીકાર નહિ થાય' અને તેથીજ તેણે આગગાડી નીચે કૂદી પડી પોતાના જીવનનો અંત લાવવા નિશ્ચય કર્યો.

આ રીતની માનસિક તૈયારી કરી તે ઘર બહાર નીકળી અને સ્ટેશનનો માર્ગ પકડયો. ગાડીનો સમય થયો હોવાથી દૂર આવેલા સ્ટેશને મુસાફરોને લઇ જવા ટાંગા ફરતા હતા. હંસા પાસે થોડાક પૈસા હતા એટલે બીજા ત્રણ મુસાફરો સાથે ટાંગામાં તે સ્ટેશને પહોંચી.

તેને કોઇ સ્થળે જવું નહોતું. ફક્ત આગગાડી તળે

કૂદી પોતાના જીવનનો અંત આણવો હતો. છતાં તેને ટિકિટ ખરીદવી યોગ્ય લાગ્યું. તેણે રાજકોટની ટિકિટ કઢાવી. ગાડી આવવાને હજુ અર્ધો કલાક બાકી હતો. કોઇ પોતાની શોધખોળ કરી ઓળખી ન કાઢે એટલા માટે પ્લેટફૉર્મના અંધારે ખૂણે એક બાંકડા ઉપર જઇ બેઠી. બાંકડે બેઠા પછી બાંકડા નજીક તેણે કોઇને સૂતેલું જોયું. દસ મિનિટ પછી તે સૂતેલા માણસે જાગીને આંખ ખોલતાં લોકોની હાજરી હશે એમ માની રાજકોટની ગાડી કયારે આવશે તેમ પૂછ્યું.

હંસાબેને અચકાયા વગર કહ્યું કે વિસેક મિનિટમાં ગાડી આવશે. ત્યાર પછી બંને જણ અચાનક વાતે ચઢયાં. હંસાએ આ અજાણ્યા યુવક પાસે પોતાની સમસ્યા મૂકી. એ અજાણ્યો બીજો કોઇ નહિ પણ રસિકભાઇજ હતા. તેમણે પણ પોતાની વાત હંસા આગળ રજૂ કરી. જો કે બંને સુરેન્દ્રનગરનાં હતાં અને એક બીજાના વડિલોને વિષે તેમણે સાંભળ્યું હતું પણ પ્રત્યક્ષ મળવાનું પહેલાં બન્યું નહોતું. આ તેમનું પ્રથમ મિલન હતું અને તેનું પરિણામ એ આવ્યું કે બંને જણે એક મત લગ્ન નંધાવી જીવનસાથીઓ બનવાનું નક્કી કર્યું. રસિકભાઇના પોરબંદરવાસી કાકાની સંમતિ અને સહાય દ્વારા આ કામ પાર પડયું. ગાડી આવી અને તેઓ પોરબંદર પહોંચ્યાં અને ત્યાં પોતાના કાકાની શુભાશિષ સાથે રસિકે લગ્ન નોંધાવ્યું.

આ તરફ રંજનાના પિતા કંઈક કામે રાજકોટ આવ્યા હતા. સંયોગોવશાત્ તેઓ હરેન્દ્રભાઈના પિતાને બગીચામાં મળી ગયા. પહેલેથીજ તે બંને એકબીજાને ઓળખતા હતા. રંજનાના પિતાએ હરેન્દ્રના પિતાને વરપક્ષ વાળાઓએ લગ્નની તિથિ પહેલાં પોતાની પાસેથી વધારે પૈસા કઢાવવા કેવી રીતે માગણી કરી અને તેજ કારણે કેવી રીતે પોતાને પોતાની પુત્રીનું વેવિશાળ વિચ્છેદ કરવું પડયું તે હકીકત કહી.

હરેન્દ્રના પિતાએ પોતાના પુત્રની ભાવી વધૂ હંસાના અચાનક અદશ્ય થવાના કારણે નક્કી કરેલ લગ્નના ભવિષ્ય સંબંધમાં વાત કરી. બંને જણાને એકી સાથે વિચાર આવ્યો કે હરેન્દ્ર અને રંજનાનાં લગ્ન થાય તો કેવું ? આમ તેઓએ એક બીજાની દરખાસ્ત મંજૂર રાખી.

આમ આ વિચિત્ર અને અણધાર્યા સંયોગોમાં રસિક-રંજનાને બદલે રસિક-હંસા, અને હરેન્દ્ર-હંસાને બદલે હરેન્દ્ર-રંજના તેજ નક્કી તિથિએ મે મહિનાની ૨૫ મી તારીખે જ-લગ્નગ્રંથીથી જોડાયાં.

આ બંને દંપતિ પોતપોતાનાં બાળબચ્ચાં સાથે આજે સુખશાંતિમાં રહે છે.

★

# તપોભૂમિ ગિરનાર.

જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે તેજોવલયરૂપ શક્તિશાળી મોજાં ઉત્પન્ન કરીએ છીએ. એજ સ્વરૂપનાં બીજાં વિચાર આંદોલનો ભેગાં થઇ સારૂં યા નરસું વાતાવરણ બને છે.

વિજળી અને અવાજની માફક વિચારો પણ એક ઉત્પાદક શક્તિ છે.

જે સ્થળે સમાન હેતુથી લોકો ભેગા થાય છે ત્યાં તેમનાં શરીરોમાંથી બહાર પડતાં સામુદાયિક વૈચારિક મોજાં પ્રસારિત થઇ ઉચ્ચ શક્તિશાળી અસરકારક વાતાવરણ ઉત્પન્ન કરે છે.

અવાજની માફક વિચારોર્મિ પણ અવકાશમાં થોડો સમય ટકી રહે છે. પોષણ અને સ્થાયી અસ્તિત્વ માટે તેને એવાજ બીજા વિચાર તરંગોનો સાથ મળવો જોઇએ. વિરુદ્ધ વિચારો વાતાવરણના સ્પંદનોને કલંકિત કરે, શક્તિહીન બનાવે અથવા વિનાશ પણ વેરી શકે.

દરેક સ્થળે પોતાનુ આગવુ વાતાવરણ હોય છે તે આજુબાજુના સ્થળો અને તેમાથી વિમુકત થયેલા વિચારોર્મિના પ્રકારો ઉપર આધારિત હોય છે.

દાખલા તરીકે દર્દીઓના સપૂર્ણ તદુરસ્તી મેળવવાના આશાદાયક વિચારો સાથે ચિકિત્સક મહાશયોની પણ પોતાના દર્દીઓ પ્રત્યેની ખાત્રીદાયક સફળતાની ભાવનાઓ ભળવાથી ઉગ્ણાલયો વૈદકીય પર્યટનો માટેના સર્વોત્તમ સ્થળો બને છે

દુઃખમય વિચાર મોજાઓને કારણેજ સ્મશાનભૂમિનુ વાતાવરણ ભયજનક અને કમકમાટી ઉત્પન્ન કરે તેવુ હોય છે પૂજા અને યાત્રા સ્થળો જ્યા જનસમૂહ નિયમિત રીતે ધ્યાન પ્રાર્થના વગેરે સારૂ એકત્ર થાય છે એવા સ્થળો શાતિ ઉત્પાદક સાધનાઓને પ્રેરક હોય છે જે સ્થળોએ મહાન સતો શાતિથી તપસાધના કરતા રહ્યા છે તેવા સ્થળો સર્વોચ્ચ વાતાવરણથી ભરપૂર હોય છે ત્યા આધ્યાત્મિક સાધનાઓ પણ ફળે છે

એ તદ્દન સત્ય છે કે સબળ ઈચ્છાશકિત ધરાવતી પવિત્ર હૃદયવાળી વ્યકિત કોઈ પણ સ્થળે અને ઉચ્ચ વિચાર પ્રવાહો દ્વારા આવશ્યક વાતાવરણ પેદા કરી શકે છે સાથે એ પણ હકીકત છે કે આપણા જેવા મોટા ભાગના અપરિપકવ માનવોને અતર ઉન્નતિ માટે અને

માથે લીધેલ કાર્યોને સુફલિત કરવા તૈયાર ભૂમિકાની જરૂર રહે છે.

સાધારણતઃ આપણી ગ્રહણશકિતના પ્રમાણમાં વાતાવરણ આપણા ઉપર અસરકારક નીવડે છે. તેમ છતાં કેટલેક સ્થળે સ્થાનિક આન્દોલનો એટલાં બધાં શકિતશાળી હોય છે કે તેની સાન્નિધ્યમાં આવનાર એકદમ પરાભવ પામી તેમનું શરણ સ્વીકારે છે.

આવા એક સ્થળનો મારો અનુભવ નીચે આપ્યો છે.

રૈવતગિરિ અને ઉર્જયંતગિરિ એવા બે નામે પ્રસિદ્ધ ગિરનાર મહાન યોગીઓના સ્થાયી વાસ તરીકે જાણીતો છે. એટલુંજ નહિ પણ પાંડવો અને યાદવોના જીવન સાથે સંકળાયેલો છે. એવી માન્યતા છે કે ભગવાન દત્તાત્રેય પણ ગુપ્તરૂપે ત્યાંજ વસે છે. જૈનોના પાંચ પવિત્ર પર્વતો પૈકી ગિરનાર પણ એક છે.

ઘણા પ્રવાસીઓના અવર્ણનીય અને આશ્ચર્યકારક અનુભવોને કારણે તેનું એક અતિગૂઢ ગિરિ તરીકે મૂલ્યાંકન થવું યોગ્યજ છે.

સને ૧૯૫૦ ના શિયાળાના એક બુધવારે મેં ગિરનારની પહેલી મુલાકાત લીધી. તે દિવસે સવારે આશરે

સાડાપાંચ વાગે હું તળેટીએ પહોંચ્યો અને બીજાઓની માફક પો' ફાટતાં સુધી થોભ્યો. તરતજ ચઢાણ સરળ અને નિર્ભય બને તેટલો પ્રકાશ જણાયો. હંમેશ મુજબ તે દિવસે સેંકડો યાત્રાળુઓ હતા. મેં આરોહણ આરંભ્યું.

ત્રણ હજાર પગથીઆં ચઢી 'જતાં સોરઠનો મહેલ આવે છે. એની આજુબાજુમાંજ કેટલાંક જૈન મંદિરો આવેલાં છે. તેમાં નેમીનાથ ભગવાનનું મંદિર મુખ્ય છે. ત્યાં પહોંચ્યા પછી મેં જરા આરામ લીધો.

ત્યાંથી અંબાજી માતાને મંદિરે પહોંચવાના માર્ગનાં બીજાં પાંચસો પગથિયાં હું ચઢયો હોઇશ એટલામાં રસ્તામાં જંગલખાતાના એક મજૂર જેવા લાગતા માણસનો સામે ભેટો થયો. તેણે મને એક વળાંક લેતો માર્ગ બતાવ્યો અને કહ્યું, " અહીંથી બે ફર્લાંગ આગળ જશો તો ઝાડોની ઘટાથી ઘેરાયેલું નાના સરખા ઝરણાવાળું એક સુંદર શિવાલય જણાશે એ એક પ્રશાંત સ્થાન છે." એમ કહી તેણે મને ત્યાં જવા ભલામણ કરી.

હું લલચાયો અને આડે માર્ગે વળ્યો અને એ લપસણી વાંકીચૂકી સર્પાકાર કેડીએ મેં આસ્તે કદમ ચાલવા માંડ્યું. ખરેખર આશરે દોઢસો વારને છેટે એક નાનું સરખું વ્યવસ્થિત મંદિર હતું. આજુબાજુ ઘેરા ઉત્તુંગ વૃક્ષોની વનરાજીરૂપ ચંદરવા નીચે આવેલું એ મંદિર

પુષ્કળ ગરમ સૂર્યકિરણોને અપ્રાપ્ય એવી એક સુંદર ગઢીરૂપ હતું. મંદિર પાસેથી પસાર થતુ એ સુંદર ઝરણુ એવુ તો કુદરતી રીતે અનુરૂપ હતુ કે કોઈને પણ એ સ્થળ વિપુલ સૌંદર્ય અને શાંતિભર્યુંજ લાગે

મે ત્યા સ્નાન કર્યું અને તે શાંત એકાંત સ્થળે થોડો સમય પસાર કરવાના હેતુથી સગવડભરી રીતે આસન વાળી આંખો મીંચી મારા ઇષ્ટમંત્રનો જાપ શરૂ કર્યો જ્યારે મારી આંખો ખોલી ત્યાર હું ઉલ્લસિત થયો અને ત્યાથી મને આગળ પ્રવાસ કરવાનુ ઠીક લાગ્યુ.

હું ઊઠયો અને એજ રસ્તે આગળ ચઢવાનુ શરૂ કર્યું આશરે કલાકેક ચાલ્યા પછી અંબામાતાજીનુ મંદિર આવ્યુ. મે ત્યા બેસી પ્રાર્થના કરી. મંદિરના પૂજારી પોતાના મહેમાનો સાથે વાતો કરતા હતા તેમની વાતો ઉપરથી એમ લાગ્યુ કે તેઓ એ દિવસને ભૂલથી ગુરુવાર માનતા હતા સભ્યતાપૂર્વક હું વચમા બોલી ઊઠયો કે એ બુધવાર હતો અને તેમણે માની લીધેલો ગુરુવાર નહિ મશ્કરા હાવભાવથી તે બધાંએ મારા તરફ આંખો પટપટાવી અને તેમાના એકે બીજાને કહ્યુ, "આ મહારાજ પંચાગથી એક દિવસ પાછળ જણાય છે."

હું તેમની ભૂલ ઉપર ફકત વિચારજ કરતો મંદિરની બહાર ગયો. દૂર ગોરખનાથની ધૂણી તરફથી સેંકડો

યાત્રાળુઓનો પ્રવાહ આવી ચાલ્યો જતો હતો. જો કે મારે મન તે દિવસે બુધવાર હતો અને તેમાં શંકા જેવું ન હતું, છતાં બહારના એક સંઘને તે કયો દિવસ હતો તે પૂછ્યું. તરતજ ઝડપથી જવાબ મળ્યો કે "આજે ગુરુવાર છે." હું ગૂંચવાયો. વળી બીજા કેટલાકને પૂછ્યું "કેમ વરી! આજે ગુરુવાર છે" એજ જવાબ તેઓએ પણ આપ્યો. મેં વિચાર્યું, "અરે! આ છે શું? બધા આજે ગુરુવાર કહે છે." ફરી એક વાર બીજા કેટલાકને પૂછયા પછીજ મને ખાત્રી થઈ કે એમજ હશે; અને ત્યાર પછી મને એકદમ ખ્યાલ આવ્યો કે જો એમજ હોય તો મેં એ શિવાલયમાં આત્મવિસ્મૃતિમાં ચોવીસ કલાક ગાળ્યા હોવા જોઇએ. એ આશ્ચર્યકારક જ્ઞાને મને પાછો વાળ્યો અને એ ગૂઢ સ્થાનને શોધવા મેં પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ.

જ્યારે મેં કેટલાક મજૂરોને આ સ્થાન વિષે પૂછ્યું ત્યારે મારા અતિ આશ્ચર્ય વચ્ચે દરેકે જણાવ્યું કે એવું કોઇ સ્થળ જાણ્યા જોવામાં આવ્યું નથી. મેં જ્યારે તેમને કહ્યું કે થોડાક કલાકો પહેલાંજ હું પોતે એ સ્થળે હતો ત્યારે તેમણે મજાકમાં મારા એ કથનને કપોલકલ્પિત ઠરાવ્યું.

લગભગ સાંજે હું ગિરનાર ઉતરીને જુનાગઢ પહોંચ્યો. મારા મિત્રો અને ભૂતનાથ મહાદેવના મહાત્માજી આગલા દિવસની સાંજથી મારા આવવાની રાહ જોતા હતા.

તેમણે તો કોઇકને મારી ભાળ કાઢવા પણ રવાના કરેલો હતો.

ગિરનારની મારી એ મુલાકાત પહેલાં અને પાછળથી પણ ઘણા મહાત્માઓ અને પરિશ્રમી શોધકોના ઘણા આશ્ચર્યકારક અનુભવો વિષે મેં સાભળ્યું છે.

આજદિન સુધી હજુપણ અણશોધ રહેલા એ સ્થાનનુ ગૂઢ રહસ્ય સમજાવવાનુ જો કે ઘણુ કઠણ છે, અને એ દેખાએલો જંગલખાતાનો મજૂર કોણ હતો તે પણ હજુ ખબર પડી નથી છતા મારો એ શિવાલયની આસપાસના ભવ્ય વાતાવરણનો અનુભવ મને નિઃશંકપણે મનાવે છે કે અવકાશી વાયુ આંદોલનોના અસ્તિત્વની અસાધારણ અસર આપણા ઉપર થાય છે જ



## આ વિદ્યાર્થીઓ.

ગુજરાતના એક ગામડામાં ઉનાળામાં મારા મુકામ દરમ્યાન એક વખત નહાવા ધોવા માટે એક નાનીશી સુંદર વાડીમાં ગયો હતો. એ સમયે પાશ્ચાત્ય પદ્ધતિના પોષાકમાં સજ્જ થયેલ ચાર યુવકો ત્યાં આગળ પાનાં રમતા હતા.

કોઇપણ ગામની વાડી કે ખેતરોમાં આવેલા કૂવાઓ નહાવા ધોવા માટે બધાને સારૂ ખુલ્લા હોય છે અને તેમા વળી અજાણ્યા વટેમાર્ગુઓ માટે વિશેષ. આમ હોવાથી તેમના ઉપયોગ સારૂ કોઇની પરવાનગી લેવાનો રિવાજ નથી.

મારી પાસે મારૂં કમંડળ તથા દોરી હતાં. કૂવા પાસે ડોળ તથા દોરડું હતાંજ અને તે પણ મારાં સાધનો કરતાં મોટાં હતાં. તેથી તરતજ હું નહાવાના કાર્યમાં રોકાયો. શરૂઆતમાંજ એક બાબત મારી ધ્યાન બહાર ગઇ અને તે એ હતી કે ડોલને બાંધેલું દોરડું ઘસાઇ ગયું હતું. મેં લગભગ છ એક ડોળ ખેંચી પણ

કોણીમાં ખૂંપી ગયાં. ઉઝરડા પડયા. ડોલને જડેલો હાથો ઉપર આવતાં મારા ઘુંટણે વાગ્યો; આથી ઘુંટણ દુઃખતા હતા. જ્યારે મેં ઊંચે જોયુ ત્યારે એ ભણેલા ગણેલા યુવાનીઆઓ જોર શોરથી હસતા જણાયા. થોડા સમય પછી તેમાંના એકે મને કહ્યું, "અમારી પકડ ઢીલી થઇ ગઇ; જે કંઇ બન્યુ તે માટે અમે દિલગીર છીએ; હવે બીજી વખતે વિશેષ કાળજી રાખીશું." આ રીતે પટાવ્યાથી હું ફરી ડોલમાં ઊભો થયો. આ વખતે લગભગ કુવાનીધાર સુધી ઉપર ખેંચાયો અને પછી ઇરાદાપૂર્વક ખડખડાટ હાસ્યના અવાજ સાથે તેમણે દોરડું છોડી દીધું. ઇશ્વર-કૃપાથી મને તે વખતે કંઇ થયુ નહિ. પ્રયત્નપૂર્વક હું પાણી ઉપર આવ્યો. કૂવો ઊંડો પહોળો ન હોત તો લેખક આ ભયંકર ઘટનાનું વર્ણન કરવા જીવતો ન રહ્યો હોત.

આ ચબરાક છોકરાઓ વિચિત્ર વૃત્તિને વશ હોવાથી મારે તેમને ટપકો આપવાનું યોગ્ય લાગ્યું નહિ, તેથી કૂવામાંજ અંદરની બાજુએ કેટલાક ગોખલાઓને આધારે લટકી રહ્યો. જ્યારે થાકતો ત્યારે સામી બાજુએ તરી જતો. તેમ કરવામાં આશરે વીશેક મીનીટ વીતી ગઇ. ત્યાર બાદ તેમાંના એકને બીજાને કહેતો સાંભળ્યો, "દાદાજીનો આવવાનો સમય થયો છે. તેમના આવતા પહેલાં આપણે તેને બહાર કાઢી આ રમતનો અંત આણવો જોઇએ." આથી બધાએ એક થઇ આશ્વાસન

આપતા શબ્દોથી વિનંતિ કરી; પણ મેં શાંત રહી મારા નકારનું સૂચન કર્યું.

તે વૃદ્ધના આવતા પહેલાં મને બહાર કાઢવાની પેલા યુવાનોની આતુરતા હું જોઇ શક્યો. આજ કારણે હું મારા નિર્ણયથી ચલિત થયો નહિ. આથી તેમણે મને કાંકરા મારવા માંડયા. પથ્થરનો માર ચૂકવવા મારે પાણી નીચે ઠીક ઠીક પ્રમાણમાં ડુબકીઓ મારવી પડતી. તેઓ ચાર જણ હોવાથી મારી યુક્તિ સફળ ન નીવડી અને મને થોડા પથ્થર વાગ્યાજ. માથે ઘેરી જટા હોવાથી તેને ખાસ ઇજા થઇ નહિ. પથ્થરમારો એકદમ થંભી ગયો અને " દાદાજી આવે છે " એમ એકને બોલતો સાંભળ્યો. મને તેથી જરાક ઠીક લાગ્યું તેમની મસ્તી તેમને હવે ખૂંચતી હતી અને તેઓ મૂંઝવણમાં પડેલા દેખાયા. આમ છતાં તેમણે ફરી એકવાર મને વિનંતિ કરી પણ માથું ધુણાવી મેં નકારમાં જવાબ વાળ્યો. તેમાંના બે જણા ગુસ્સામાં ઉંડ ગાવવા લાગ્યા. તે ત્રણ જણા મારા કરતાં વધારે મોટી ગૂંચવણમાં પડયા. બીજીજ ક્ષણે મેં જોયું તો તેમાંના એકના ચહેરા ઉપર આશાનો કંઇક આછો પ્રકાશ જણાયો. બીજા બધાને પોતાની નજીક લાવી તેમના ગળામાં હાથ નાખી કંઇક કહેતો જણાયો. ત્યાર પછી તેજ યુવક મોટેથી બોલી ઊઠયો, " દાદાજી, દાદાજી, વહેલા આવો. એક ગાંડો બાવો કૂવામાં કૂદી પડયો છે અને ઉપર આવતો નથી. જો તે

અંદર સરી જશે તો આપણે સંકટમાં આવી પડીશું." છે ને ફળદ્રૂપ ભેજાં! શી કલાબાજ યુક્તિ! અરે પણ હા! આ તો ચાલુ સૈકાના કળાબાજ કૉલેજ કુમારો. પોતાની જાત ઉપર જઈ તેઓ નિંદા કુથળી કરવામાં, યોજના ઘડવામાં અને નીચતાભરી ઝઘડાખોરીમાં કુશળ

વૃદ્ધે ડોકીઉં કરી હાથ જોડી મને ઉપર આવવા કહ્યું. હું તરતજ ડોળમાં ચઢયો અને બધાએ મળી મને ઉપર ખેંચ્યો. મે જમીન પર પૂરો પગ મૂકયો પણ નહિ એટલામા તો તેમાંના એકે વૃદ્ધને કહ્યુ, "સારૂ થયુ કે તમે વખતસર આવી પહોંચ્યા. નહિ તો ભાઇ તો નક્કી ડૂબીને અંદરને અંદર સરી જાત અને પરિણામે પોલીસ તપાસ અને મરણોત્તર તપાસ વિધિમાં આપણે પોલીસ થાણે, દવાખાને અને અદાલતે ધક્કા ખાવા પડયા હોત." મને તો ગાંડો ઠરાવવામાં આવ્યો હોવાથી મારૂં તો કોઇએ સાભળ્યુ હોતજ નહિ એ હકીકત હતી. આમ છતાં હું કશું કહું તે પહેલાંજ દેખીતી રીતે સંભ્રમમાં પડેલા વૃદ્ધે અચાનક મારા પેઢુમાં જોરથી લાત મારી. હું તે લાત સહન કરૂં તેટલી મારી તૈયારી નહોતી અને તેથીજ વૃદ્ધ ખેડૂતના મજબૂત પગના જોરને હું સહન કરી ન શકયો અને નીચે ઢળી પડયો, પણ ફરીથી ઉઠતાં મને વાર ન લાગી. તરતજ મને વાડી છોડવાનો ઇશારો કરવામાં આવ્યો મેં મારાં કપડાં ભેગાં કર્યાં અને વગર પહેરે તે સ્થાન મેં છોડયુ. ઉતાવળમાં મારૂં કમંડળ

અને દોરી તો ત્યાંજ ભૂલી ગયો. રસ્તામાં મેં કપડાં પહેર્યાં અને મુકામ કરેલા મંદિરે હું પહોંચી ગયો.

હું ધારૂં છું કે મોડેથી પેલા ત્રણ ભાઈઓના મિત્ર બનેલા જુવાનીઆને મારા પ્રત્યેના સંયુક્ત ઘૃણાસ્પદ આચરણ માટે પશ્ચાત્તાપ થયો હશે અને શાંતિથી મેં તેમનું બધું ઘાતકીપણું સહન કર્યું તેથી તેને ઘણું લાગી આવ્યું હશે એટલે તેણે તે વૃદ્ધ માણસને આ બનાવ પાછળના સત્યથી વાકેફ કર્યા હશે.

ગમે તેમ પણ આ વાત જાણી ત્યારે દાદાજી ઉપર તેની માણસાઈ ભરેલી પ્રતિક્રિયા શરૂ થઈ. તેઓએ ત્યાંને ત્યાંજ પોતાના ગુન્હેગાર પૌત્રોનો મૌખિક રીતે ઉધડો લીધો. પછી તે દોડતા દોડતા મારી પાસે આવ્યા. તેમની સાથે એ મોટા માણસની બાબતમાં શું અઘટિત બન્યુ હતું તે જાણવાની કુતૂહલભરી જિજ્ઞાસાથી બીજા પંદર માણસો પણ આવ્યા. મારૂં કમંડળ અને દોરી પોતાના હાથમાં રાખેલા પેલા પશ્ચાત્તાપથી દગ્ધ યુવક સિવાય બીજા જોડીદારો ગેરહાજર હતા. તે વૃદ્ધે મને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને મને મારા પગ તેમના આંસુથી ભીના થયેલા લાગ્યા. દૃશ્ય ઘણુંજ લાગણીજનક હતું અને બધાં સંપૂર્ણ શાંતિથી ઉભાં હતાં.

મેં તે વૃદ્ધને ઉઠાડયા અને બધું ભૂલી જવા કહ્યું.

તેઓ કંઇક કહેવા માગતા હતા પણ ગળું રુંધાવાને લીધે તેમને કશું સૂઝતું નહોતું. આખરે તેમણે કહ્યું, "હું ઘણોજ પાપી છું. મહારાજ કૃપા કરી મને માફ કરશો." ત્યાર પછી પશ્ચાત્તાપદગ્ધ પેલો કૉલેજ કુમાર આવ્યો અને તેણે પણ, "મને માફ નહિ કરો?" એમ કહ્યુ.

એ સિત્તર વર્ષના ભોળા ડોસાએ આત્મશુદ્ધિ અને પ્રાયશ્ચિત્તાર્થે મારી ઉપરા છાપરી મનાઇ કરતી વિનંતિ છતાં ૪૮ કલાકના ઉપવાસ પોતાના ઉપર લાદી લીધા. મારે પણ તેમને સાથ આપવા વધુ રહેવું પડયુ. આખરે તો તે અભણ વૃદ્ધનો અપરાધ દુર્લક્ષ કરવા જેવો હતો. કારણ તેમણે જે કામ કર્યું હતું તે તો ખોટી માહિતી અને ઉત્તેજક પ્રેરણા નીચે તેમણે કામ કર્યું હતું.



# સુવ્રતાનો વિજય.

તેઓશ્રી એક સરકારી અમલદાર હતા અને પોતાની સરકારી પત્ની અને બાળકો સાથે એક મોટા શહેરમા રહેતા હતા એમના પત્નીની પ્રશસનીય પ્રવૃત્તિઓ અને તેમના સુસ્વભાવને લીધે હુ તેમને ' સુવ્રતા બેન ' એ નામથી બોલાવતો અને હજી પણ તેજ નામે બોલાવુ છુ

તેઓ સત્તાવાળી સરકારી નોકરી કરતા હતા આથી તમની પાસેથી ગેરકાયદેસ લાભો મેળવવાના લોભે જનતામાથી કેટલાક લોકો આ અમલદાર સાહેબને ત્યા રોકડ અને વસ્તુઓની બક્ષિસોનો વરસાદ વરસાવતા શહેરના ઘણા ચિત્રપટગૃહો તરફથી તેમને મફત ટિકિટ મળતી શ્રીમતો એમને તથા એમના કુટુબીજનોને હમેશા ભોજન તથા પર્યટનો માટે આમત્રણ આપતા કેટલાક મોટર માલિકો તેમને જ્યારે અને જેટલો સમય જરૂર પડે ત્યારે અને તેટલો સમય પોતાની મોટરો વાપરવા આપતા સ્થળે સ્થળે તેમની જરૂર જણાતી અને વિવિધ સસ્કાર કાર્યક્રમોમા હમેશા તેમની રાહ જોવાતી

ઘણા લોકોને નુકશાન કર્યા વગર બીજાઓને મદદ કરવાનું પણ વર્ણન શક્ય નથી હોતું આથી એવા સંખ્યાબંધ લોકો હતા જેમને તેમના હાથે અયોગ્ય રીતે અન્યાય સહન કરવો પડતો કેટલીક વખત તેમની પૈસા પડાવવાની રીતરસમો ઉપરાંત અમાનુષી અને લોકજુલમ વાળી હોતી વધુ પડતી કનડગતના ભયથી, તેમને માટે ગુપ્ત તિરસ્કાર હોવા છતા, કોઈ પણ માણસ તેમની અવકૃપાને આમંત્રણ આપવાની હિંમત ધરતું નહિ

તેમની પાછલા બારણાની આવક ઘણીવાર તેમના રૂપિયા પાંચસોના પગારથી કંઈગણી વધી જતી આવી સહેલાઈથી મળતી આવકને લીધે તેઓ જિંદગીની મોજ માણતા હતા એકાદ વર્ષ સુધી તો બધું સીધે સીધુ ચાલ્યુ

સાધારણ રીતે આડેઅવળે માર્ગે, કુટિલ કર્મો દ્વારા, મેળવેલા નાણા, જોરૂ, જુગાર, નાચગાન, મદ્ય અને મદિરા પાછળ વેડફાઈ જાય છે ગમે તે કારણ હો, પણ આ તહસિલદાર આ બાબતના એક અનુકરણીય અપવાદ હતા

તેમના ચતુર અને સુશિક્ષિત શ્રીમતી [illegible] પોતાના પતિદેવની લાંચરુશ્વતખોરીવાળી પ્રવૃત્તિઓથી વાકેફ થયા આ માહિતીથી ગુનાહિત શરમ અને શોક અનુભવવા લાગ્યા તેઓ ચોક્કસપણે માનતા કે પાપનું

પરિણામ હંમેશાં દુઃખજ હોય છે. આથી પોતાના પતિને સન્માર્ગે લાવવાનું અને તેમના આ શંકાસ્પદ અને ગેરકાયદેસરપણાના માર્ગોમાં રહેલાં સંકટો અને નિષ્ફળતાઓનું ભાન કરાવવાનું તેમણે બીડું ઝડપ્યુ.

આ પ્રકારની સસ્તી ગેરવર્તણુંકનો ત્યાગ કરવા તેમનાં પત્નીએ તેમને વખતો વખત વિનંતિ કરી. ગુન્હાવાળાં કૃત્યોને લીધે ઘણાએ અમલદારો તથા તેમનાં નિર્દોષ કુટુંબીજનોના થએલા વિનાશના તેમણે દાખલાઓ આપ્યા. પોતાનાં બાળકો તથા ઇશ્વરના સોગંદ ખાઇ સુવ્રતાબેને પોતાના પતિને હવે પછી આવાં લાંચરૂશ્વતનાં નાણાં સ્વીકારી પોતાના હાથને તથા ઘરને કલંકિત નહિ કરે એવી ગંભીર પ્રતિજ્ઞા તેઓ કરે તે સારૂ વિનંતિ કરી.

તેમના પતિએ ફક્ત એટલીજ દલીલ કરી કે આવી રોકડ રકમ અને બીજી ભેટ સોગાદો સ્વીકારવામાં કશું અજુગતું નથી. કચેરીના સમય બહાર લોકોનું કામ તેઓ સવિશેષ રસ લઇને કરતા તેથીજ લોકો તેમને પૈસા આપતા હતા. આથી આ આવક તેમના અલ્પ પગારના જેટલીજ કાયદેસરની હતી. વધારામાં તેમણે તેમનાં પત્નીને એમ પણ કહ્યુ, “ તમે અને તમારાં બાળકોની સગવડ સાચવવા માટેજ હું આ બધો પ્રયાસ કરૂં છું. ઉપરાંત તમે સ્ત્રી હોવાથી બહારની દુનિયાની બાબતો જાણી શકો નહિ. તમારે તો ફક્ત બાળબચ્ચાં, ઘરબાર અને રસોડામાંજ રસ લેવો એ યોગ્ય છે. ”

સુવ્રતાબેન જાણતા હતા કે શુભ પરિણામી કાર્યોના માર્ગમા હમેશા દેખીતી નિષ્ફળતાઓ અને જાત જાતના વિઘ્નો આડે આવે છે તેથી તેમણે પોતાના પતિ સાથે વધારે અસરકારક રીતે કામ લેવાનુ નક્કી કર્યું. આમ કરવામા કેટલુક સાહસ તથા વધારે નૈતિક હિમતની જરૂર હતી. એમણે નૈતિક જીવન પ્રત્યે સંપૂર્ણ અધ એવા પતિની આખ ઉઘાડવાનુ કાર્ય પોતાની સર્વશક્તિ સાથે અમલમા મૂકવાનો નિશ્ચય કર્યો

એ પ્રમાણે એક શુભ સવારે તેમણે તથા તેમના આજ્ઞાકિત બાળકોએ પોતાને ઘેર આવતી ભેટ સોગાદોનો વ્યક્તિગત ઉપયોગ ન કરવાનુ તેમજ પોતાના પતિનો પગાર જે સગવડો ન આપી શકે તેવી સગવડો ન ભોગવવાનુ નક્કી કર્યું અને તેવી બધી સગવડો ભોગવવાનો દઢતાપૂર્વક ઇન્કાર કર્યો આના કેટલાક અણગમતાં પરિણામો આવ્યા, તેમ છતા પણ પોતાના પતિની પાપી પ્રવૃત્તિમા પોતે તથા પોતાના બાળકો ભાગ લેશે નહિ એમ મક્કમ પણે નિર્ધાર જાહેર કર્યો

સત્કાર્યમા, જરૂર પડે અડગ પણે સહન કરતી મહાન વ્યક્તિઓની માફક તેઓ પોતાના શુદ્ધ પ્રયત્નો કળદાયી નીવડશેજ એવી દઢ શ્રદ્ધાથી આ કસોટીમાથી શોભાસ્પદ રીતે પસાર થયા

ધીરજ અને ખંતપૂર્વક આદરેલું કોઈપણ સુકાર્ય કદી નિષ્ફળ જતું નથી અને પરિણામે સુવ્રતાબેનની આ ચાતુરીભરી પધ્ધતિએ આશ્ચર્યજનક કામ કર્યું. એમના નિશ્ચયે આ અઠંગ લાંચરૂશ્વતખોર અમલદારને પ્રમાણિક તથા કર્તવ્યનિષ્ઠ બનાવ્યો.

આપણા દેશમાં વધતા જતા આ લાંચરૂશ્વત રૂપી રોગચાળાનો સામનો કરવા આવી ઘણીબધી સુવ્રતાઓની દેશને જરૂર છે. તેવી સ્ત્રીઓની સંખ્યા વેગે વધો.... એજ. અસ્તુ !

વધો નારી સંખ્યા સુવ્રતાબેન સરખી,
પતિત પતિને જે ઉદ્ધારે પાપમાંથી.



# આપણાં દુર્લક્ષિત દેવસ્થાનો.

ગામડાઓમાં તેમજ શહેરોના શિવમંદિરો ઘણુંખરું વસ્તીથી દૂર આવેલાં હોય છે. સૌરાષ્ટ્રમાં મારા ભ્રમણ દરમિયાન હાલાર પ્રાંતના મારેલા એક ગામના ગાદરે એક મંદિરમાં મારે એક રાત્રે મુકામ કરવાનું બન્યું.

એ પવિત્ર સ્થળ વિશાળ, આકર્ષક અને મજબૂત બાંધણીવાળું હતું. આસપાસ કેટલાંક છૂટાંછવાયાં, પરંતુ હાલતવાળાં ઝુંપડાં, એક સુંદર કૂવો, ખાલી છાપરી અને કોઈ નાના સુંદર બગીચાની પૂર્વસ્મૃતિ આપતા અવશેષો હતા. મંદિરના ગર્ભાગારમાં ચરણપૂજા અને દેવનું સામ્રાજ્ય હતું. દેખીતી રીતેજ એ આપણા દેશના ત્યક્ત અને દુર્લક્ષિત અગણ્ય મંદિરોમાંનું એક હતું.

શિયાળાની ઋતુને લીધે શરીરને ગરમાવો આપવા મેં મંદિરની અંદરનો કેટલોક ભાગ સાફ કરી મારાં કપડાં પાથરણાં પાથર્યાં અને ભાંગ્યું તૂટ્યું આંગણું વાળી સૂઈ ગયો.

* જેવો હું બહારના ગણગણાટથી જાગ્યો કે મેં ઉઘાડી બારીમાંથી બહાર જોયું. ચંદ્રની તે સમયની સ્થિતિ ઉપરથી મને લાગ્યું કે બે વાગ્યાનો સુમાર થયો હોવો જોઇએ. હું ઊઠયો અને બહાર જોયું તો બાજુની પરસાળમાં છ માણસો સાદડી ઉપર બાજુબાજુ પાનાં રમતા બેઠા હતા. એક નાની પેટ્રોમેક્ષ બત્તીનો પ્રકાશ પડતો હતો. તેમનામાં થોડેક અંતરે બે સ્ત્રીઓ સ્ટવ ઉપર એક મોટી પેણીમાં કંઇક તળતી હતી. આજના નૈતિક શૂન્યતાના જમાનામાં જેનું અસ્તિત્વ એક નિત્યની બાબત છે તેવી એ એક જુગારી મંડળી હતી.

હું શાન્તિથી પાછો ફર્યો અને સૂઇ ગયો. થોડા સમય પછી બળતા સ્ટવનો ગણગણાટ થંભ્યો અને કપ-રકાબીઓનો ખણખણાટ શરૂ થયો. તેઓ ચા નાસ્તો લેતાં લેતાં હોડ સંબંધમાં જામેલી તકરાર ઉપર વાગ્યુદ્ધ કરતાં હતાં. એનું પરિવર્તન એકદમ મુક્કા મુક્કીમાં અને શોરબકોરથી ગાળાગાળીમાં થયું. ગાળાગાળીના અપશબ્દો અત્રે લખી ન શકાય તેવા હલકા હતા. સ્ત્રીઓના સતત વચ્ચે પડવાથી આખરે તે ઠંડું પડયું. ત્યાર પછી તેઓ બધા જવાની તૈયારી કરવા લાગ્યા.

બરાબર તેજ સમયે અભરાઇ ઉપર મૂકેલું મારૂં કરાંડળ ઉંદરડાઓએ નીચે ગબડાવ્યું. તેના નીચે પડવાના ખખડાટથી બહારનો એક જણ બોલી ઊઠયો, " અંદર

કોઈક હોય એમ લાગે છે." "ચાલો આપણે જોઈએ," બીજા એકે કહ્યું. તેમાંના બે જણ ચુપકીદીથી મંદિરમાં આવ્યા. મેં આંખો મીંચી ઊંઘમાં હોવાનો ઢોંગ કર્યો. તેઓએ દિવાસળી સળગાવી અને મને જોયો. બહાર જઈ પોતાના સાથીઓને કહ્યું, "કોઈ સાધુ ત્યાં સૂતેલો જણાય છે." એક સ્ત્રી તરતજ આવેશમાં બોલી ઉઠી, " હાય હાય ! એને બીવડાવજો કે જેથી તે ફરીથી અહીં આવવાની ખો ભૂલી જાય. " એ સૂચનાને અમલમાં મૂકતાં તેઓએ બારીમાંથી પાણી અને ભીનો કાદવ નાખવા માંડયો, અને બધાં જંગલી પ્રાણીઓથી ભરેલા ગીચ જંગલમાં જે રીતે રસ્તા કાપતા વનવાસી લોકો અવાજ કાઢે છે તે પ્રમાણે ગભરાટ ઉત્પન્ન કરે તેવા બૂમબરાડા અને ચીસો પાડવા માંડયાં. મને એમની આ યોજનાનો પૂર્વખ્યાલ નહોત તો આ વિચિત્ર સામૂહિક અવાજથી હું પણ ગભરાઇ ગયો હોત. આ બધું ફક્ત સાત આઠ મીનીટ ચાલ્યું અને પછી બધા રસ્તે પડયા.

ત્યાર પછીથી મને એક કિસ્સો સાંભર્યો. તે કિસ્સામાં તો આવા પ્રકારની પરિસ્થિતિમાં એક સાધુને કચ્છના એક ત્યજાએલા મંદિરમાં જુગારીઓના ટોળાએ ગણું દબાવીને ગુંગળાવીને સારી પેઠે મેથીપાક આપેલો. પેલી સ્વચ્છંદી ટોળીના હાથે આવા પ્રકારની વર્તણુકમાંથી હું બચી ગયો તે સારૂ મેં નસીબનો આભાર માન્યો.

પો' ફાટતાં નાહી પરવારીને મેં ગામ તરફ પ્રયાણ કર્યું. મંદિરથી પાંચ ફર્લાંગના અંતરે આવેલા બસસ્ટેન્ડ તરફ જતા કેટલાક લોકો મને રસ્તામાં મળ્યા. તેમની પૂછપરછ ઉપરથી મેં દૂરના એક ગામેથી ગઈ રાતે આવી મંદિરમાં રાત વાસો કર્યાનું તેમને જણાવ્યું. શરૂઆતમાં તો તેમણે મારી વાત માની નહિ પરંતુ આગલી રાતે હું ગામમાં હતો નહિ. નજીકનું બીજું ગામ તેમના ગામથી બાર માઇલ દૂર હતું, અને મંદિરની આસપાસ મારી તે સવારમાંજ હાજરી હતી, આથી તેમને ખાત્રી થઇ કે મેં મંદિરમાં રાત ગાળી હતી. તેઓએ મારા તરફ આશ્ચર્યથી જોયુ. ત્યાર પછી તેમાંના એકે મને કહ્યું કે ચાર પાંચ વર્ષથી તે મંદિરમાં ભૂતપિશાચોનો વાસ હતો. તેઓ ત્યાં દહાડે સૂઇ રહેતાં અને રાત્રે નાચગાન કરી ભગવાન શિવની આરાધના કરતાં. તેમણે કહ્યું કે પહેલાંની ઘણી કમકમાટીભરી ઘટનાઓ ન વિચારીએ તો પણ ત્રણ વર્ષ પહેલાં એ સ્થળે એક બ્રાહ્મણ યુવાન અને એક ભરવાડ પતિ પત્નીને ત્યાંથી તે પસાર થતાં હતાં ત્યારે ભૂતોએ ગૂંગળાવીને મારી નાખ્યાં હોવાનું માનવામાં આવે છે. મને એમ પણ જણાવ્યું કે ત્યારથી દિવસે પણ કોઇ ત્યાં થઇ એકલા પસાર થવાની હિંમત કરતું નથી અને રાતથી સવાર સુધી તો સશસ્ત્ર સિપાઇ પણ ત્યાં જતાં ખંચકાય છે. તેમણે મને વધુમાં કહ્યું કે ગામલોકો કેટલીકવાર તે દિશામાંથી આવતા વિચિત્ર અવાજો સાંભળતા અને મંદિરની નજીક હોડી અને તેજસ્વી પ્રકાશ પણ જોતા.

લોકોને ભયમાં રાખવાની આ એક ચાતુરીભરી યોજના હતી. ત્યાર પછીથી આ લોકોએ એ ભયંકર સ્થાનનો મારો અનુભવ જાણવાની ઇચ્છા કરી. મેં જે જે જોયું હતું તે તેમને કહ્યું અને વિશેષમાં તેમને જણાવ્યું કે તેમની બીક તદ્દન કાલ્પનિક હતી, અને તેમના પોતાનાજ ગામના કેટલાક દુષ્કર્મીઓએ ભૂતો અને તેમનાં ભયંકર કાર્યોની અફવા પોતાનાં ગુન્હાહિત કાર્યો પર ઢાંકપીછોડો નાખવાજ ફેલાવી હતી.

તરતજ ટોળામાંના એકે આગલી રાતે જુગાર રમતી ટોળીમાંના કોઇને હું ઓળખી શકું કે કેમ તે મને પૂછયુ. એ કહેવાતાં ભૂતોને મેં ફક્ત એક ઉડતી નજરેજ જોયાં હતાં એટલે ફરીથી મળે તો હું તેમને ઓળખી શકું તેમ નહોતું તેથી મેં નકારમાં જવાબ આપ્યો. બીજાઓના ટેકાથી તેમાંના એકે કહ્યું, "મહારાજ, પૂર્વજન્મના પુણ્યોના પ્રતાપે જ તમે એ ભૂતોના પંજામાંથી બચ્યાં. આ જગ્યાનું નામ સાંભળીને ભલભલા બહાદુરો પણ ધ્રુજીને ડરી જાય છે.

તેઓ તેમને રસ્તે પડયા અને હું માઇલ દૂર આવેલા ગામે પહોંચી ગયો. જુગારીઓ અને તેમની આસુરી રીતિઓએ તે ગામના એકેએકના મનમાં એવાં તો ઊંડાં મૂળ નાખ્યાં હતાં કે જ્યારે મેં તેમને મારા મંદિરના અનુભવો કહ્યા ત્યારે તેમણે મને હસી કાઢયો. એ ભોળી જનતાને કોણ ખાત્રી કરાવે ?

થોડા સમય પહેલાંજ સાંભળીને મને આનંદ થયો કે એ મંદિર હાલમાં એક બે મારવાડીના હવાલે છે, અને તેમના સતત વસવાટને લીધે મંદિરમાં નવો પ્રાણ સંચર્યો છે.

યોગ્ય કાળજી અને વ્યવસ્થાને અભાવે આપણાં ઘણાંખરાં મંદિરો અયોગ્ય તત્ત્વોના હાથે અધોગતિને પામ્યાં છે, કારણ કે આવાં તત્ત્વો તે સ્થાનોનો ઉપયોગ પોતાની દુષ્ટ પ્રવૃત્તિઓને પોષવામાં કરે છે.

આપણાં યાત્રાનાં સ્થળોની બીજી એક સામાન્ય બાબત એ છે કે આ પવિત્ર સ્થળોની મુલાકાત લેતા ઘણાખરા સહેલાણીઓ-તેમાંએ ખાસ કરીને સુશિક્ષિતો અને શ્રીમંતો-ત્યાં ફક્ત "રમી રમીશું અને રાંધીને જમીશું" (We shall play there rummy, cook and fill our Tummy) એ હેતુથી જાય છે. આવી સ્વચ્છંદી પ્રવૃત્તિઓ આવા પવિત્ર સ્થળોને ટીકાને પાત્ર બનાવે છે અને એ અપૂર્વ સ્થળોની આસપાસનું વાતાવરણ ભ્રષ્ટ કરે છે. આપણી ધાર્મિક અને સાંસ્કૃતિક સર્વોપરિતાના માર્ગમાં એ એક શરમજનક દૂષણ છે.

વિધર્મીઓ ઘણાં મંદિરો બાંધતા નથી પણ જે મંદિરો અસ્તિત્વમાં છે તેવાં સ્થળોની માન અને સંભાળ પૂર્વક સાચવણી કરે છે. તેઓ બધાં પવિત્ર સ્થળોને છોકરવાદી આનંદ પ્રમોદના ઉપયોગમાંથી મુક્ત રાખી માન આપે છે. આપણે આ બોધપાઠ ક્યારે શીખીશું ?

પતાવી તેઓએ મારા ભોજન સમયે હાજર નહિ રહી શકવા માટે માફી માગી. પોતાને ઘેર રસોઈ મારે મન ભાવતી થઇ હતી કે કેમ તે પણ પૂછ્યું. મેં તરતજ આ ઘટનામા થયેલી ભૂલની કલ્પના કરી લીધી મારે બદલે બીજા સાધુને જમાડવામાં આવ્યા હતા તે હું સમજી શકયો એજ સમયે એમને કશું કહી મારે માટે ફરી રસોઇ તાત્કાલિક કરાવવી એ યોગ્ય નથી એમ મેં વિચાર્યું. આથી એમના પ્રશ્નનો સીધો જવાબ આપવાને બદલે મે તેમને કહ્યુ કે તેમની અનિવાર્ય ગેરહાજરી માટે તેમણે માઠુ લગાડવાની જરૂર નથી. બધુ ઠીક ઠીક થયુ હતુ. ટુંક સમય પછી સાજે ફરીથી મને મળવાનુ વચન આપી તેઓ ઘેર પાછા ફર્યા. જતા જતાં કહેતા ગયા કે હું સાજરે જમતો નથી તેથી પહેલા દિવસ પ્રમાણે મારે માટે દૂધ મોકલશે.

જ્યારે હું નદીએ ગયો હતો ત્યારે પોતાના પિતાની સૂચના પ્રમાણે હર્ષદકુમાર મને બોલાવવા આવ્યા હતા. તેઓ મને ઓળખતા ન હતા અને વળી તેમણે એક મહારાજને બેઠેલા જોયા એટલે તેમણે તેમને જ પોતાના પિતાએ આમંત્રણ આપેલા મહારાજ ધારી લીધા. તેમની પાસે જઇ હર્ષદકુમારે તેમને કહ્યુ, "ભોજન માટે પધારો, મહારાજ !"

ગામડાંઓમાં ઘણે ઘેર એવી પ્રથા હોય છે કે

જમતા પહેલા મદિરે જઈ પરમકૃપાળુ અન્નદાતાના દર્શન કરવા અને ત્યા કોઈ સાધુ મત પધારેલા હોય તો તેમને પોતાને ઘેર સાથે તેડી જઈ જમાડવા આ દૃષ્ટિથી પેલા મહારાજે પણ શાતિપૂર્વક હર્ષદની સાથે જઈ ભોજન લઇ પાછા ફરવામા કશુ નવાઈ પમાડે તેવુ ન જોયુ આ ઘટના ચોકખી રીતે "દાણે દાણે લખી મૂકયુ છે ખાનારાનુ નામ" એ કહેવતના જેવીજ થઇ

સાજરે જમીનદાર પોતાના કેટલાક મિત્રો સાથે મારી પાસે વાતો કરવા આવ્યા વિવિધ વિષયો ઉપર અમે વાતચીત કરી થોડીક વાર પછી હર્ષદકુમાર લોટો ભરીને દૂધ લાવ્યા, અને તે મારી પાસે મૂકી જરા પાછળ ખસી પોતે એક ખુણામા બેઠા તેમના પિતાશ્રીએ તેમને ઘેર ભોજન વેળાએ મને જોઇતુ કરતુ પીરસ્યુ હતુ કે કેમ તેની હર્ષદકુમારને પૂછપરછ કરી જરાક રુચવાયલા ચહેરે પણ ભાગ્પૂર્વક પુત્રે જવાબ આપ્યો કે આ મહારાજ તો આપણે ત્યા આવ્યાજ નહોતા લાગણીવશાત્ આશ્ચર્યથી જમીનદારે મારા તરફ જોયુ અને હુ તેમને ઘેર ભોજન માટે ગયો હતો કે નહિ તે પૂછયુ આથી હુ નદીએ ગયો હતો ત્યારે જે બન્યુ હતુ તે મારે તેમને કહેવુ પડયુ તે સાભળીને તેમણે કહ્યુ, "આપે ભૂલ કરી મહારાજ જ્યારે બપોરે હું આપને મળવા આવ્યો ત્યારે આપે બધી હકીકત કેમ ન કહી ? અમે ગૃહસ્થી છીએ અમારા રસોડા હમેશા ખુલ્લા હોય છે વળી આપ અને

આપના જેવાઓ માટે, મહારાજ, ઘરે અગવડનો પ્રશ્ન ક્યાં આવે છે ? " તેઓ દુઃખી જણાયા. " મહારાજ, પંદર મીનીટમાં તમારે સારૂ ભોજન આવશે, " એમ છેવટે કહી પોતાના પુત્રને દૂધનો લોટો પાછો લઇ જવા આજ્ઞા કરી. અર્ધા કલાકે તેમના બીજા મિત્રોએ પણ વિદાય લીધી.

જે અર્થે સ્હવારથી મેં કશું ખાધું નહોતું તે ખાતર પૂર્ણ ભોજન આવતા પહેલાં આધારાર્થે દૂધ લેવાનું મને કહેવાવું જોઇતુ હતું. પણ એ બાબત તેમને સૂઝી નહિ. આપણી સ્થૂળ શરીરીઓની પ્રવૃત્તિમાં સ્થળ અને કાળ મુખ્ય ભાગ ભજવતા હોવાથી તેઓ દૈવી વહેંચણીમાં પણ પોતાનો ભાગ ભજવે છે. વળી કદાચ મારે માટે હજુ કશું ખાવા કરવાનો સમય પાકયો ના પણ હોય.

હવે પિતા પુત્ર ગામની નજીક પહોંચ્યાં હશે તેવામાં તેઓને કોઇકે સમાચાર આપ્યા કે હર્ષદકુમારની એકની એક છ વર્ષની બહેન યશોદાને વીંછી કરડયો હતો અને તે તેની વેદનાથી ડુસકાં ખાતી ચીસો પાડતી હતી. તેઓ દોડતા ઘેર ગયા અને તરતજ પોલીસ પટેલની સાથે નજીકના ગામમાં રહેતા એક ફકીર પાસે માંત્રિક સારવાર કરાવવા તેને મોકલવામાં આવી. તેઓ પોતે ચિંતાતુર બની પગે ચાલતા તેમની પાછળ ગયા. ફકીર ત્યાં હાજર હતો તેની મદદથી નાની છોકરી ટૂંક મુદતમાં સાજી થઈ ગઈ

તેજ દિવસે ગામમા કોઈ ધર્મિષ્ઠ સમાજ્ઞ અને ન્યાતભોજન હતુ જમીનદારે, નોતરૂ આવ્યુ ત્યારે નવાબસાજ, કોઈક બહાને હાજરીમાથી મુક્તિ મેળવી હતી તો પણ તેમને પોતાના કુટુબીજનો સાથે રોકાવુ પડ્યુ હતુ તેમને માટે નિર્માણ થયેલુ ખાણુ પીણુ (ખોરાક પાણી), તેમણે અનાદર કરવાનો પ્રયત્ન કર્યા છતા વિશિષ્ટ પરિસ્થિતિને લઇને તેમણે સ્વીકારવુ પડ્યુ એચ્છિક અને ભોજન પત્યા પછીથી મધરાતના અરસામા તેઓ ઘેર પહોચ્યા " क्षुधान्ते सुत्तम् " એ એક આનદદાયક પરિવર્તન છે અને તે આનદીમુડમા તેઓ મને સપૂર્ણ પણે ભૂલી ગયા અને સૂઈ જવાની તૈયારીમા હતા

હમેશ મુજબ સૂતા પહેલા હર્ષદના બા રસોડામા જઇ બીજા દિવસ માટે વધેલા દૂધમા મેળવણ નાખી દહી બનાવવા ગયા અને જેવો તેમણે બહાર પગ મૂક્યો કે તરતજ તેમના પગની લાત ત્યા મૂકેલા લોટાને વાગી લોટો ઢળી પડ્યો અને તેમાનુ બધુ દૂધ જમીન પર ઢોળાઈ ગયુ જે દૂધ નારે માટે મોકલવામા આવ્યુ હતુ તેજ એ દૂધ હતુ ફરીથી ઊનુ કરી ભોજન સાથે મોકલવા તે પાછુ લઈ જવાયુ હતુ યશોદાને વીંછી કરડવાથી થયેલી ગરબડમા હર્ષદકુમારે નિષ્કાળજીથી તે લોટો રસોડામા મૂક્યો હતો તેણે કે તેના પિતાએ આ બાબતમા કોઇને કશી વાત કરી નહોતી સ્વાભાવિક રીતેજ હર્ષદની માએ એ દૂધ ત્યા ક્યાથી આવ્યુ તેની પૂછપરછ કરી તેમના

પુત્રે બધી વાતથી તેમને વાકેફ કર્યા જમીનદાર સુવાની રજાઈ ઓઢી પથારીમા પડયા હતા તેમણે આ બધુ સાભળ્યુ તરતજ તેઓ નફાળા ઊઠયા અને ઘરની સ્ત્રીઓને મારે માટે ભોજન તૈયાર કરવા જણાવી પોતે પણ ઉતાવળથી મદદ કરવા મડી પડયા

રાત પડયા પછી લાબા સમય સુધી ભોજનની રાહ જોયા પછી મે તે રાતે કઈ પણ ખાવાનુ મળવાની શકયતાનો વિચાર તત્ક્ષણ મનમાથી કાઢી નાખ્યો અને એવુ થવાનુજ હતુ તેવી ભાવના કરી મન વાળ્યુ ઊઘ આવી નહિ એટલે મે જપમાળાના મણકા ફેરવવાનુ શરૂ કર્યુ કેટલાક કલાકો એમને એમ વીતી ગયા પછી મને વધુશકાએ જવાનુ થયુ તે સમયે મે કોઈકને ફાનસ સાથે મદિર તરફ આવતા જોયા હર્ષદ અને તેના પિતા તરતજ ભોજન સાથે મારી આગળ ખડા થયા જમીનદાર બોલ્યા, " ખરેખર પરમેશ્વરની રીતો કઈક જુદીજ હોય છે સવારથી આપે કશુજ લીધુ નથી માટે કૃપા કરી પહેલા અન્ન ગ્રહણ કરો, પછી આપણે વાતો કરીશુ "

"મોડુ મોડુ પણ ન આવવા કરતા આવવુ સારૂ" એ એક કહેવત છે મે તેમને વિલબ સબધમા કઈ પણ પૂછયા વગર લાબી રાહ જોવડાવી આવેલુ ભોજન ઉતાવળે ઉતાવળે આરોગ્યુ ત્યાર પછી જમીનદારે તે દિવસે મને મધરાત સુધી ઉપવાસ કરાવનારી વિચિત્ર ઘટનાઓની કડીબદ્ધ સાકળ કહી સભળાવી

જો આપણે વિવેકી મન રાખી કાળજીપૂર્વક વિચારી જોઇએ તો આપણને ચોક્કસ ખાત્રી થશે કે અહીં આ જગતમાં તેમજ પરત્ર દરેક વસ્તુ ઇશ્વરનીજ છે અને એજ પોતે–બીજું કોઈ નહિ–આપણને ઘણીજ આશ્ચર્ય-કારક રીતે પોષે છે. દરેકની આજીવિકા તે ચલાવે છે.

ઉપર જણાવેલી ઘટના નીચે જણાવેલ કહેવતનો આશય યથાર્થ રીતે વિસ્તૃત કરે છે.

" દાણે દાણે લખી મૂક્યું છે ખાનારાનું નામ ખાનારાઓ ( સેંકડો ) અગણિત સંખ્યામાં છે જ્યારે ખવડાવનારો એકજ—રામ—છે."

દાણે દાણે લખી મૂક્યું છે ખાનારાનું નામ ।
અગણિત સંખ્યા ખાનારાની ખવડાવનારો રામ ॥

कणे कणे अन्नस्य हि भोक्तुर्लिखितं नाम ।
भोक्तारस्तु असंख्याः भोजयितैकोंनु राम ॥



# ભોજનમાં ભંગ.

ગુજરાતના ખેડા જિલ્લાના એક ગામમા મારા ચાતુર્માસના છેવટના દિવસોમા એક દિવસ ત્રણ સદ્‌ગૃહસ્થો આગળથીજ પોતપોતાને ઘેર ભોજનનુ મને આમંત્રણ આપવા આવ્યા

તે ગામમા હવે હુ ફક્ત નવ દિવસ રહેવાનો હતો તેમાના સાત દિવસો નોંધાઇ ગયા હતા માત્ર બેજ દિવસો એક બુધવાર અને ગુરુવાર બાકી હતા આથી બુધવાર એક શ્રીયુત્ અમરભાઇ અને ગુરુવાર શ્રી ભાનુભાઇને આપવામા આવ્યા ત્રીજા શ્રી ચીમનભાઇએ કોઇની ગેરહાજરીના બદલામા તક ઝડપવા સ્વીકાર્યું તેમને કોઇ દિવસ આપી શક્યો ન હતો

મે તે બધાને નક્કી કરેલ દિવસે સવારે બરાબર પોણા અગીઆર વાગે મને આશ્રમે તેડવા આવવા જણાવ્યુ હતુ વિશેષમા એમ પણ જણાવ્યુ હતુ કે જો કોઇ વખતસર નહિ આવે તો સાધુઓના નિયમો પ્રમાણે હુ ગામમા જઇ પાંચ ઘરથી મધુકરી માગી લાવીશ

તેમણે તે વાત ગ્રાહ્ય રાખી અને વિદાય લીધી. દિવસો પસાર થયા. બુધવાર આવ્યો. તે દિવસે મારે અમરભાઈને ત્યાં ભોજન લેવા સારૂ જવાનું હતું. પરંતુ તેઓ પોતાનો વારો ગુરુવારે છે તેમ માની મને તેડવા આવ્યા નહિ. શ્રીયુત્ ભાનુભાઈ પોતાનો ગુરુવાર ભૂલ્યા નહિ. ત્રીજા શ્રી ચીમનભાઈ જેમણે અનામત તક ઝડપવાનુ કબૂલ્યુ હતું તેઓને ખાત્રી હતી કે અમરભાઈના બદલામાં તેમને યજમાનગીરીની તક મળવી મુશ્કેલ હતી; એટલે તેઓ ખરીદી કરવા નજીકના શહેરમાં ગયા હતા.

પોણા અગીઆર વાગે અમરભાઈ કે ચીમનભાઈ બંનેમાંથી કોઈ જ્યારે આવ્યા નહિ ત્યારે પહેલાં નક્કી કર્યા મુજબ હું કસબામાં ગયો અને કેટલેક ઘેરથી મધુકરી માગી આશ્રમે પાછો ફર્યો.

થોડોક સમય હંમેશ મુજબ આરામ કરી હું નાહ્યો અને પછી જમવા બેઠો. ગુજરાતીઓ શાકભાજી, કઢી દાળમાં સારા પ્રમાણમાં કોકમનો ઉપયોગ કરે છે. આથી જમવાનું શરૂ કરતા પહેલાં મને દાળમાં કોકમ જેવું લાગવાથી તેને બહાર કાઢવા અંદર હાથ નાખ્યો. જરાક ચીકણી વસ્તુ લાગી અને જ્યારે તે વસ્તુ સાથે મેં હાથ બહાર કાઢયો ત્યારે મારા હાથમાં મેં એક મરેલી દેડકી જોઇ. તરતજ ભાણું ફેંકી દેવામાં આવ્યુ.

સાધારણતઃ સવારે ૧૧ થી ૩ સુધી મારે ત્યાં કોઇ મુલાકાતીઓ આવતા નથી. છતાં તે દિવસે આશરે પોણા બાર વાગે કોઇક કારણે આશ્રમની નજીક રહેતા સ્થાનિક સ્ટેશન માસ્તર કોઇ જરૂરી સલાહ માટે મારી પાસે આવ્યા. પોતાનું કામકાજ જણાવતા પહેલાં તેમણે મારા ભોજન સંબંધી સહજ પૂછપરછ કરી. જ્યારે મેં તેમને કહ્યું કે તે દિવસે જે ગૃહસ્થનું આમંત્રણ હતું તે આવ્યા ન હતા, તેમની બદલીમાં જે ભાઇ આવવાના હતા તે પણ નહોતા આવ્યા, અને ગામમાંથી લાવેલા ભોજનમાં પણ એક મરેલી દેડકી નીકળી હતી અને ભોજનકાર્યમાં ભંગ પડયો હતો ત્યારે લાગણીવશાત્ તેઓ પાછા ફર્યા અને કહેતા ગયા કે “ આપને માટે અત્યારેજ ભોજન લાવું છું. ”

જ્યારે તેઓ મને મળવા આવવા નીકળ્યા કે તરતજ તેમનાં પત્ની તથા બાળકો ગામમાં મિત્રોને મળવા નીકળી ગયાં હતાં. એટલે સ્ટેશન માસ્તર ઘેર પહોંચ્યા ત્યારે ઘેર કોઇ હતું નહિ. ઘેર કંઇ ખાવાનું વધેલું નહોતું. તેમને રાંધતાં આવડતું નહોતું. તેથી તેઓ પોતાના મદદનીશ સ્ટેશન માસ્તરને ઘેર ગયા. તેઓ ગાઢ નિદ્રામાં હતા ઘરમાં કોઇ સ્ત્રી વર્ગ હતો નહિ. જ્યારે તેઓ તેમના રસોડામાં પેઠા ત્યારે ત્યાંથી તેમને ડબ્બામાં મૂકેલી રોટલીઓ, શાક તથા દહીં મળી આવ્યું. મદદનીશને ન જગાડતાં તેઓ ભાણું લઇ આવ્યા અને

મેં ભોજન કર્યું. પાછળથી જાણવામાં આવ્યું કે તે ભાણું મદદનીશ સ્ટેશન માસ્તર સાહેબની પુત્રી માટે રાખી મૂક્યું હતું.

શું આ જ્વલંત ઘટના, " દાણે દાણે લખી મૂક્યું છે ખાનારાનું નામ, " એ સોનેરી સત્ય નથી સૂચવતી ?



# મોન દંડાયો

આપણા રોજ-બ-રોજના જીવનમાં કોઇ જાન બીજા કોઇને છૂપી રીતે કનડતો હોય નુકશાન કરવાની યોજના કરતો હોય, ચોરી કરવી ખિસ્સા કાતરવા તાળાં તોડવાં, ઉઠાઉગીરી કરવી, સ્ત્રીઓના ચાટલા કાતરવા, કોઇકનો સામાન તફડાવી ગાડીમાંથી ઉતરી જવું, બીજાના નાસ્તાનો ડબ્બો હડપ કરવો, કોઇના ખૂનની યોજના ઘડવી, અપહરણ, લૂંટ, અન્યાયી વર્તન વગેરે એવા બીજા ઘણા સામાજિક અનિષ્ટો આચરતા હોય એવા નબ્યાબધ પ્રસંગો જોવા અને સાંભળવા મળે છે

આવા પ્રસંગોએ આપણામાંથી ઘણાખરા, "આપણે શું ?" એવું વલણ રાખી તે પ્રસંગો તરફ દુર્લક્ષ સેવતા હોય છે આવું વલણ શું યોગ્ય ગણી શકાય ? જો આપણે પોતેજ આવા કોઇ તિરસ્કારપાત્ર યોજનાનો ભોગ બનીએ અને તે પ્રસંગે બીજાઓ આ પ્રમાણે તટસ્થથી વર્તે તો તે શું આપણને ગમશે ? આ સામાજિક જીવનના શિસ્તહીન તત્વોના અધમકૃત્યોના ભોગ બનનારાઓને ચેતવવું તેમજ યોગ્ય અધિકારીઓની પણ કોઇ પ્રકારની બીક

કૃપા વગર નજરે લાવવુ, એ આપણી નૈતિક અને સામાજિક ફરજ છે તેમ નહિ કરતા ગાતપણે આખઆડા કાન કરવાથી તોફાનીઓને ઉત્તેજન આપી ગુન્હાવૃદ્ધિ કરી આપણા આત્માને તો કલુષિત કરીએ છીએ ઉપરાત આપણા બેમાવધ બાધવો ઉપર પણ ઘણા દુખો લાવીએ છીએ આ વસ્તુ ધ્યાન ઉપર ન લઇએ તો પણ જો આપણે પ્રત્યક્ષ જોયેલા બનાવો તરફ આખ મીંચામણા કરીશુ તો બીજાઓના અપરાધ માટે આપણે શિક્ષા પણ ભોગવવી પડશે ।

આવા પ્રકારની મારીજ ભૂલથી મારે કેટલુ સહન કરવુ પડયુ તેનો નીચેની ઘટના પરથી ખ્યાલ આવશે

એક સમયે રાજકોટ જવા નીકળ્યો હતો અમદાવાદથી હુ સોમનાથ મેલમા ચડયો ત્રીજા વર્ગના જે ડબ્બામા હુ મુસાફરી કરતો હતો તેમા ઘણી ગિરદી હતી થોડા ઘણાએ તો શૌચાલયની જગ્યાનો પણ ઊભા રહેવા માટે ઉપયોગ કર્યો હતો ગમે તેમ મને બેસવા પૂરતી જગ્યા મળી મારી ઉપરનુ પાટીઉ સામાનથી ખીચોખીચ ભરેલુ હતુ અને એની સામેના પાટીઆ ઉપર સુરેન્દ્રનગર જનાર એક સદ્ગૃહસ્થ આડા પડયા હતા

ગાડી ઉપડી અને વેગ પકડવા લાગી થોડા સમય પછી સામેના બાકડા ઉપર બેઠેલા એક મુસાફરે ઉઠીને

ઉપરના પાટીઆ ઉપર આડા પડેલા ગૃહસ્થના માથા તરફની ખાલી જગ્યાએ એક ધાતુનો ખાલી લોટો મૂકયો

જ્યારે ગાડી લખતર નજીક જઇ રહી હતી ત્યારે પાટીઆ ઉપર સૂઇ રહેલા મુસાફરે છાને છપને તે લોટો લીધો અને માથે ચાદર ઓઢી લીધી તેમનો હેતુ સ્પષ્ટ હતો ખાનામા એટલી ગિરદી હતી કે ડબ્બાને ફરને છેડે આવેલા અને રોકાયલા શૌચાલયે પહોંચવુ લગભગ અશકય હતુ આથી લઘુશકાની આઝત રોકવા અશક્તિમાન બનેલા પેલા મુસાફરે તે લોટાનો ઉપયોગ કરવાની આ ગુરુયોજના ઘડી કાઢી તેણે ,લોટામા લઘુશકા કરી લોટો હતો તેમ પાછો મૂકી દીધો

હુ તેમને આમ કરતા જોતો હતો તે જ્યારે તેમના ખ્યાલમા આવ્યુ ત્યારે આખથી તેણે મને ચૂપ રહેવા કહ્યુ કઢંગી સ્થિતિએ તેને આવુ અઘટિત પગલુ ભરવા ફરજ પાડી હતી તે જોઇ મેં છાના રહેવાનુ પસંદ કર્યુ

સુરેન્દ્રનગર સ્ટેશને આ ગૃહસ્થ શાહજોગ પણે ઊતરી ગયા મે ઉપરનુ પાટીઉં કબજે કર્યું અને ઉપર ચઢતાજ પહેલુ કામ પેલા પિશાબથી ગંધાતા લોટાને ઉપાડી સામેના પાટીએ મૂકવાનુ કર્યું લોટાના માલિકે મને તેમ કરતા જોનો પણ તેમણે વાંધો લીધો નહિ

લોટાના આ દુરૂપયોગ વિષે કંઈ જાણતા ન હોવાથી તેના માલિકે હવકે હાથે ગમે તેમ લોટો ઉપાડયો ત્યારે તેમાથી તેમના તથા નીચે બેઠેલા બીજાઓ ઉપર મુતર ઢોળાયુ તેમણે મને લોટો ખસેડતા જોયો હતો એટલે મે જ તેમા પિશાબ કર્યો હશે એમ ધારી લઈ પોતાના મજબૂત હાથો વડે જોરથી નીચે ખેચી પાડતા, "હરામખોર! શુ સમજીને મારા લોટામા પિશાબ કર્યો?" એમ મિજાજ ગુમાવી બૂમ પાડી મુસાફરોમાના એક બુદ્ધિશાળીએ તો એમ પણ સૂચવ્યુ કે "એના મોઢામાજ એ મુતર નાખો" હુ ધબ લઈને નીચે પડયો અને મારી ડોક મચકોડાઈ અને જમણા હાથે પણ જરાક ઈજા થઈ

મે નમ્રતાપૂર્વક તેમને જણાવ્યુ કે આ બધુ અડપલુ પહેલા ઉપર પાટીએ પડી રહેલા અને પછી સુરેન્દ્રનગર સ્ટેશને ઉતરી પડેલા પેલા મુસાફરનુ હતુ વળી મે તેમને એમ પણ કહ્યુ, "જરા વિચાર તો કરો, હુ એ પાટીએ ચઢયો કે તરતજ મે લોટો ત્યાથી ખસેડયો તો પછી તેમા પિશાબ કરવાનો સમય મને ક્યાથી મળી શકે?" માલિક તથા તેમના પત્નીએ મને સામો પ્રશ્ન કર્યો કે "તો પછી તમે અમને તેને તેજ વખતે કેમ ન કહ્યુ?"

આ પ્રતિ પ્રશ્નના ઉત્તરમાં હું તેમને કશું કહી શક્યો નહિ. મને લાગ્યુ કે તેજ વખતે મેં તેમને આ બાબત તેમની નજરે લાવી સાવચેત ન કર્યાં તે મારી નકકી ભુલ કહેવાય.

જીવનના કેટલાક બોધપાઠ ઘણાજ કિંમતી હોય છે. માત્ર ગુન્હાહિત કાર્યજ શિક્ષાપાત્ર છે એમ નહિ પણ તેને શાંતપણે નિહાળવાનુ પણ સખત રીતે દંડને પાત્ર બને છે, એ બોધપાઠ શીખવા માટે મારે ભારે કિંમત ચુકવવી પડી



## ધરપકડ

જેમ વર્ષાઋતુમા વરસાદ ક્યારે પડશે તે કહી શકાતુ નથી તેમ આ ઝડકી જીવનમા કયારે ક્યાથી કેવા પ્રકારની મુશ્કેલીઓ આવી પડી આપણને હેરાન કરશે તે કહી શકાય નહિ કા, વરસાદની માફક મુશ્કેલીઓની પણ જીવનમા આગ પ્રમાણમા જરૂર છે

થોડાક વર્ષો ઉપર એક શનિવારે સાજરે હુ મુબઈ પહોચ્યો મારા યજમાનને મે મારા આગમન બાબતમા પહેલેથી પત્ર લખી સમાચાર પણ મોકલ્યા હતા પરતુ તમને તે પત્ર મળ્યો નહિ અને તેથી કોઈ સ્ટેશન પર આવ્યુ નહિ જ્યારે હુ તેમના મલબાર હીલ ઉપરના બગલે પહોચ્યો ત્યારે મારા ઑસ્ટ્રિઅન યજમાન તેજ સાજરે 'ફ્રન્ટીયર મેલ' ગાડી મારફતે લોનાવલા જવાની તૈયારીમા હતા

મારા યજમાને પોતાના કુટુબ સાથે પ્રવાસમા આવવા મને પણ કહ્યુ પરતુ મારે મુબઇ ખાતે કરવાના રોકાણો હોવાથી તેમને સાથ આપવા આભાર

સાથે ના પાડી. ઘણાં વર્ષોના સંબંધના કારણે તેઓ મને એક કુટુંબીજન તરીકેજ માનતા હતા તેથી તેમણે મને ત્યાં (બંગલામાં) જ રહેવા કહ્યું. સાંજ ભોજનની વ્યવસ્થા કોલાબા રહેતા અમારા બંનેના એક મિત્રને ત્યાં કરવામાં આવી અને તાળું તથા ઘરની બધી ચાવીઓનો ઝૂડો આપી તેઓ વિદાય થયા.

તે રાત્રે હું દૂધ પી ઊંઘી ગયો. બીજે દિવસે પરોઢીએ શૌચકર્મ પતાવવા અને સાથે ચોકખી હવાનો આનંદ માણવાના બેવડા હેતુથી હું બંગલાને તાળું વાસી બહાર ગયો. દરીઓ મલબાર હીલની નજદિકજ હોવાથી હું તે તરફ ગયો અને શૌચકર્મ પતાવી અને તાજી મંદમંદ વાયુની લહેરોનું સેવન કરી હું બંગલે પાછો ફર્યો.

તરતજ એક સિપાઈજાદા મારી સામે આવી ઊભા અને અધિકારપૂર્ણ અવાજથી હું શું કરવા માગતો હતો તે પૂછ્યું. મેં કહ્યું, "હું આ બંગલાનો મહેમાન છું મારા યજમાન તથા તેમનું કુટુંબ લોનાવલા ગયા છે હું શૌચાર્થે તથા તાજી હવા સેવનાર્થે સમુદ્ર કિનારે ગયો હતો અને અત્યારે તાળું ઉઘાડવાનો પ્રયત્ન કરું છું. પરંતુ ઝૂડામાંથી તાળાને લાગુ પડતી ચાવી હજુ સુધી જડી શકી નથી

સિપાઇદાદાએ મને તાળું ખોલતો અટકાવ્યો. ઘણા પ્રશ્નો પૂછી મારી પાસેથી જવાબ કઢાવ્યા. તેમનો છેવટનો પ્રશ્ન "અહીં તમને કોઇ ઓળખે છે ?" એ હતો. મેં હા પાડી અને 'ચોકીદાર મને ઓળખે છે' એમ કહી ચોગાનને દૂર ખૂણે આવેલ તેની ઓરડી તરફ આંગળી કરી. સિપાઇદાદાએ તેમને બૂમ પાડી અને તે ગંભીરતાથી અમારી નજીક આવ્યો.

ચોકીદારનો તદ્દન અપરિચિત ચહેરો જોતાં હું મલકાયો. તે પેલોજ ચોકીદાર હતો કે કેમ એમ મેં તેને પૂછતાં તેણે ઉધ્ધતાઇથી જવાબ આપ્યો, "ત્યારે શું તારો બાપ ચોકીદાર છે અહીં ?" હવે બન્યું હતું એમ કે આગલે દિવસે સૂર્યાસ્ત પહેલાંજ મેં દૂધ તૈયાર કર્યું તેથી રાત્રે દીવા બત્તીની મારે જરૂર પડી નહિ અને તે કારણે રાત્રે બંગલામાં મારી હાજરી હોવાથી ચોકીદારને ખબર પડી નહિ. તેમાં વળી બારણામાં અંતર્ગત તાળું હોવાથી અને તેનોજ વખતોવખત ઉપયોગ થતો હોવાથી બહારના બારણે તાળાના અભાવ તરફ ચોકીદારનું ખાસ ધ્યાન દોરાયું નહિ હોય. ઉપરાંત જતા પહેલાં ઘરનાં કોઇ માણસોએ ચોકીદારને મારા આવ્યાની ખબર આપી નહિ હોય. પરિણામે જ્યારે સિપાઇએ ચોકીદારને પૂછ્યું કે હું તેના માલિકનો મહેમાન છું કે કેમ ત્યારે સ્વાભાવિક રીતેજ તેણે તે વાતનો ઇન્કાર કર્યો અને વિશેષમાં ખુલાસો કર્યો કે તેના માલિકને ત્યાં મહેમાન તરીકે કદાપિ સાધુઓ આવતાજ નહિ.

આ બધી હકીકતે સિપાઈના મગજમા વધારો કર્યો અને તેણે મારી પાસેથી ચાવીઓનો જૂડો લઈ લીધો અને ચોકીદારને પાછળ આવવા કહી મને પોલીસ–થાણે લઈ ગયો ત્યા તેણે ફરજ ઉપર હાજર રહેલા જમાદાર સાહેબને બધુ નિવેદન કર્યું મને કશુ પણ પૂછ્યા વગર અથવા કંઈપણ કહેવાની રજાનગી આપ્યા વગર તેણે મને નિર્દયપણે ગમ્માચમાના વેણ સાથે કેટલાક તડાતડ મતા તમાચા ચોડી દીધા એ દરમિયાન બહાર રોન કરવા ગયેલા જે ઉપરના ફોજદાર સાહેબ આવી પહોંચ્યા આ પછી ૯૯૯ નબરના પોલીસ પ્રાતઃકાળે એક ઑફિસરના બગલાનુ તાળુ ખોલવા પ્રયત્ન કરતા કેવી રીતે મને પકડયો હતો તેનુ નિવેદન કર્યું નિવેદનમા એ પણ જણાવ્યુ કે જે ચોકીદારને હુ ઓળખતો હતો એમ મે જણાવ્યુ હતુ તેજ ચોકીદાર મારી ઓળખાણનો સીધોજ ઇનકાર કર્યો હતો, અને વધારામા જણાવ્યુ હતુ કે તેના શેઠ આવા સાધુઓને સાથરો આપતા નથી

"અરે સાહેબ, જરા મારૂ કહેવુ તો મહેરબાનીથી સાભળો," એમ જ્યારે મે શરૂઆત કરી ત્યારે તે ભીમકાય અમલદાર સાહેબ મારી નજીક આવ્યા અને એમના પોલીસ દડુકા વડે મને માર મારી અને દાઢી નીચે ગોધો મારી દાઢાને ઊંચી કરી અને મને બોલવા દીધો નહિ આરોપી તરીકે પોલીસ રમત ઝઘડાવાળો

મારો આ પહેલોજ પ્રસંગ હતો. પીળી પોધડીવાળા દંડાધારીઓ આવા નિર્દય પ્રાણીઓ હશે એ આ પહેલાં હું જાણતો નહોતો. વળી સુશિક્ષિત અમલદારો પણ આટલા ઘાતકી અને કડક મિજાજવાળા હૃદયહીન હોઇ શકે છે એ વિષે તો તેથી પણ ઓછો ખ્યાલ હતો.

વિચાર વમળમાં પડતાં હું એવા નિર્ણય ઉપર આવ્યો કે આવાં સમાજ વિરોધી તત્ત્વો અને સાધારણ રીતે અભણ અને સંસ્કૃતિ હીન સમાજમાંથી ઉપર આવેલા પોલીસોના સતત સંપર્કને કારણે સુશિક્ષિત અમલદારો પણ માથાભારે અને તુંડમિજાજી બને છે. આ એટલી હદ સુધી બને છે કે ગુન્હાની શોધમાં આરોપ ખોટા મૂકાયા હોય કે ખરા પણ તેની પૂછપરછ કરવામાં પણ તેઓ હંમેશાં દમનકારી દંડુકાશાહી અને જંગલી તોછડાપણાનોજ ઉપયોગ કરે છે.

તેમની બધી સફળતાઓ તેમની બુદ્ધિની ચમક કરતાં મૌખિક તોછડાઇ વાળી વર્તણુંકને જ આભારી છે. આજ કારણે પોલીસ ખાતું સમાજના પ્રેમ અને વિશ્વાસથી વંચિત છે. ક્યારે આપણે આપણા પોલીસ મથકમાં બુદ્ધિ, સ્નેહ, માર્દવ, વિચાર શીલતા અને નિષ્કલંક પણું જોઇશું તે તો ઈશ્વર જાણે.

પોલીસ લોકોના જનતા તરફના અમાનુષી વર્તનને કારણે ન્યાયતંત્ર તરફથી તેપોલીસ તંત્રની જે કડક ટીકાઓ થાય છે ની સંખ્યા નજીવી નથી. હાઇકોર્ટના લોકપ્રિય ગણાતા ન્યાયમૂર્તિઓમાંથી

એકે હમણાજ પોલીસના કૃત્યની જે રીતે ઝાટકણી કાઢી છે તે આ પહેલા થયેલી ટીકાઓ કરતા ઘણીજ કડક છે આ ટીકાઓ પ્રજાની પોલીસ પ્રત્યેની તિરસ્કારવૃત્તિને ઉશ્કેરી છે એટલુજ નહિ પણ પોલીસને પણ સર્વોચ્ચ અદાલતમા તે સામે દરમ્યાનગીરી કરીને વિરોધ કરવો પડ્યો છે, જો કે તેમના આ પ્રયત્નના રંગ તેમને નફરના મળી નથી આ ઉપરાંત દિલ્હીના કેરવાડ લોકપ્રિય ડાક્ટરોને મસૂરીમા પોલીસે જે અમાનુષી રીતે કનડાયા તે બનાવ પણ હજુ પ્રજાના માનસ આગળ તરવરે છે

મારી જુબાની ન લેતા મને પકડનાર સિપાઈ અને ચોકીદારના જવાબો નોંધવામા આવ્યા, અને ઑફિસરના બંગલાને મહોર કરવા હુકમ કરવામા આવ્યો ત્યારબાદ બીજા ફોજદાર સાહેબ આવ્યા અને ગતપાળીવાળા ફોજદાર સાહેબ પાસેથી કામનો હવાલો સાભળી લીધો મારો ભય વધ્યો મને લાગ્યુ કે તેઓશ્રી પણ મને મારી પેઠે મેથીપાક જમાડી પોતાના હાથની હથેની ગરમ કરશે પરમકૃપાળુ પરમેશ્વરે મારી પ્રાર્થના સાભળી અને આ અમલદાર સાહેબ મારી સાથે સહાનુભૂતિ પૂર્વક વર્ત્યા મારી વિનતિ ઉપરથી તેમણે ડોવાળામા રહેતા મારા મિત્રને શ્રવણયંત્ર મારફતે મારી ધરપકડના સમાચાર જણાવ્યા અને મારા તરફથી મને જામીન ઉપર છોડાવવા માટે આવવા જણાવ્યુ

મારા મિત્ર વડભાગી હતા તે એક કલાકમા

આવ્યા અને મારે વિષે અને યજમાન સાથેની એમની અને મારી વર્ષો જુની મિત્રાચારીથી એમણે અમલદાર સાહેબને વાકેફ કર્યા. એક પોલીસ સાથે મને જેમની ફરજ દરમ્યાન પકડવામાં આવ્યો હતો તે રાતપાળીવાળા પોલીસ અમલદારને ઘેર મોકલવામાં આવ્યો. જ્યારે મારા મિત્રે એમને પણ મારા યજમાનના મારી સાથેના મારા સંબંધો વિષે અને એ ઉપરાંત શહેરના બીજા પણ કેટલાક ઉચ્ચ હોદ્દેદારો સાથેના મારા સંબંધો વિષે વાકેફ કર્યા ત્યારે પેલા અમલદારે જરાક મુઝ્‌વણી અનુભવી, અને મારી સાથે કરેલી જંગલી વર્તણૂંક માટે અપરોક્ષ રીતે માફી માગી. પાછળથી તેઓ પોલીસ મથકે આવ્યા અને મને મારા યજમાન લોણાવલાથી આવે ત્યાં સુધી રોકડ જામીનગીરી પર છોડાવ્યો.

બીજે દિવસે સવારે અમે 'ડેક્કન કવીન' ગાડીથી આવતા મારા યજમાનને લેવા બોરીબંદર સ્ટેશને ગયા. પણ તેઓ આવ્યા નહિ. કદાચ તેમણે મોટર મારફત મુંબઈ આવવાનું વિચાર્યું હોય એમ અનુમાન કર્યું. તે અનુમાન ખરૂં પણ પડયું. મારા યજમાન રસ્તામાં જ ઉતરી પડી કોઈને મળવા ગયા. બીજાઓ જ્યારે ઘેર પહોંચ્યા ત્યારે ઘર બંધ અને ચોકીદાર પણ ગેરહાજર. તાળાને પોલીસની મહોર મારેલી હતી પણ તે કંઈ તેમની ધ્યાનમાં આવ્યું નહિ અને તાળાને ચીકણી પટ્ટી ચોપડી ઉપરથી લાખની સીલ મેંજ કરી હશે એમ ધારી લીધું. હું કયારે પાછો ફરીશ તે ન જાણતાં પોલીસ

મહોર લગાવેલું તાળું તોડયું.

થોડા સમય પછી મારા મિત્ર સાથે હું બંગલે પહોંચી ગયો મારા યજમાન પણ આવ્યા. તેમને બધું જણાવવામાં આવ્યું. તેઓ પોલીસ સ્થકે ગયા. પોતાનો જવાબ લખાવ્યો અને કુંચીઓનો જૂડો પાછો લાવ્યા.

આ પ્રકારનું ગુન્હેગાર સાથેનું વર્તન અનિચ્છનીય હોવા છતાં ઘડાઇ ગયેલા ગુન્હેગારોને સીધા કરવા માટે ભલે વખતે જરૂરી જણાય. પરંતુ તેનો અમલતો ઘડીઆળની માફક યોગ્ય રીતે વિચાર પૂર્વકજ થવો જોઇએ. જ્યારે સમાજના મોટા ભાગ સાથે કામ લેવાનો પ્રસંગ આવે ત્યારે પોલીસે તેવાઓ સાથે સભ્યતાથી અને સહાનુભૂતિ ભર્યા પ્રેમથી કામ લેવાનો નિશ્ચય કરવો જોઇએ. આ દિશામાં સારૂં પરિણામ લાવી શકાય તે સારૂ સરકારે નીચલા દરજ્જાના નોકરીઆતને જે રીતે સભ્યતા ભર્યું વર્તન કેળવી શકાય તેવું શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો જોઇએ. સાથે સાથે સુશિક્ષિત જનતાને આ તંત્રમાં જોડાવાની ઇચ્છા થાય તે સારૂ પ્રોત્સાહન અને પ્રેરણા મળે તેમ પણ થવું જોઇએ. આ રીતેજ આ ભયંકર લાગતું પોલીસ તંત્ર પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરી શકશે, અને પોતાની ઉચ્ચ પ્રકારની શક્તિ, યુક્તિ, નાજુકતા વિચાર અને નિષ્કલંક ચારિત્ર્ય માટે જાણીતા એવા બ્રિટીશ પોલીસની માફક પ્રશંસાપાત્ર સ્થાન પ્રાપ્ત કરી શકશે.

# અદ્‌ભુત સ્વપ્ન (દશ્ય ૧)

સ્વપ્ન એ એવો અનુભવ છે કે જેમાં સ્થુલ શરીર સુપ્ત સ્થિતિમાં હોય ત્યારે આપણાં સૂક્ષ્મ માનસિક શરીરો પૂર્ણપણે કામ કરતાં હોય છે.

આપણી સ્થુલ જાગૃત સ્થિતિની માફક આપણું સ્વપ્ન જીવન પણ સૂક્ષ્મ માનસિક શરીરે આદરેલી આપણી પ્રવૃત્તિઓના ઉપર આધાર રાખનારૂં સુખદુઃખનું મિશ્રણ હોય છે.

નિદ્રા દરમ્યાન થતી આંતર્મનની ક્રિયાઓનું સમજવું કઠણ છે. આપણે જે કાંઇ સાંભળીએ અથવા વ્યક્તિગત અનુભવ મેળવીએ તેના આધારે સ્વપ્નોનું પાંચ જુદા ભાગોમાં વર્ગીકરણ કરી શકાય. [૧] મૃતસ્વપ્નો, [૨] આગાહી સૂચક સ્વપ્નો, [૩] સલાહ સ્વપ્નો, [૪] સંદેશાત્મક સ્વપ્નો; [૫] અદ્‌ભુત સ્વપ્નો.

ભૂતકાળમાં બનેલી ઘટનાઓનું દશ્ય બતાવનારાં સ્વપ્નોને મૃતસ્વપ્નો સાથે સંબંધ છે. તેઓ ઘણુખરૂં

આપણા સ્મૃતિપટ ઉપર અવ્યવસ્થિત મિશ્ર દશામાં દેખાય છે. આ પ્રકાર તદ્દન સામાન્ય કોટીના સ્વપ્નોનો છે.

આગામી ઘટનાઓનું ઘણી ચોખ્ખી રીતે સૂચન કરનારાં સ્વપ્નો આગાહી સૂચક સ્વપ્નો કહેવાય. આ અને સલાહસૂચક સ્વપ્નો ઉત્તમરીતે ચિન્તાયુકત માનસિક ઘરડવાળાઓને આવે છે, પણ કઠણ હૃદયી લોકોને આવાં સ્વપ્નો આવતાં નથી.

જાગૃત અવસ્થામાં આપણા મગજની કઢી કરી નાખનારા આપણા ગૂંચવણ ભર્યા કૂટપ્રશ્નોનો ઉકેલ સલાહસ્વપ્નો રજૂ છે.

આંતર સંદેશાત્મક સ્વપ્નોની કક્ષામાં નીચે પ્રમાણેનાં સ્વપ્નો ગણાવી શકાય.

આ દુનિયાના એક બીજા મનુષ્યો વચ્ચે, અથવા પરલોકના અદૃશ્ય પ્રદેશોમાં મૃતમાનવો-યક્ષકિન્નર, ભૂત પિશાચ વગેરે વચ્ચે ઊંઘ દરમ્યાન આંતર સંબંધ ધરાવતાં અને એકજ સમયે કોઇ એક અથવા ઘણા માણસોના સમૂહના કોઇ બનાવનો સામાન્ય પરિચય કરાવતાં સ્વપ્નો.

અદ્‌ભુત સ્વપ્નો આપણા મનઃચક્ષુ આગળ તરતના બનનારા બનાવોનું દૃશ્ય રજૂ કરે છે. જ્યારે અને જેમ

તે ઘટનાઓ ઘડાતી હોય ત્યારે તેજ પ્રમાણે આપણે માટે નજરે જોવાનું આ સ્વપ્ન શક્ય બનાવે છે. આંતર સંદેશાત્મક સ્વપ્નોની માફક આવી જાતનાં સ્વપ્નો માત્ર પવિત્ર માણસોનેજ આવે છે.

આવા એક અદ્‌ભુત સ્વપ્નની સત્યતા સિદ્ધ કરતો બનાવ નીચે આપ્યો છે.

સને ૧૯૫૨ની સાલમાં મેં મુંબઇમાં એક ન્યાયાધીશ સાહેબ સાથે તેમના રહેઠાણમાં મુકામ કર્યો હતો. નાના મોટા ન્યાય ખાતાના અમલદારો વેધક દૃષ્ટિવાળાં મન ધરાવે છે. આથી તેઓ ગૂઢસ્વભાવના હોય છે. મારા યજમાન એક વિચારક અને નોંધપાત્ર લેખક હોવાથી હાડોહાડ ધાર્મિક વૃત્તિવાળા છે; તેથી તેમના સંપર્કમાં આવેલા સંતો તેમને 'ધર્મરાજ' કહીને બોલાવે છે.

શ્રીયુત્ ધર્મરાજ તે સમયે પોતાની પત્ની તથા મહાવિદ્યાલયમાં ભણતા પોતાના સૌથી નાના પુત્ર અનિરુદ્ધ સાથે રહેતા હતા. યથા નામ ગુણવાળો અનિરુદ્ધ સ્વેચ્છાચારી અને અનિયંત્રિત હતો.

જ્યારે જ્યારે હું શ્રીયુત્ ધર્મરાજનો મહેમાન બનતો ત્યારે તેઓ મને પોતાના બંગલાને બીજે માળે

આવેલા પોતાના ધ્યાન ખંડમાં હમેશાં ઉતારો આપતા અને રાત્રે તે પણ મારી સાથેજ તે ગુફામાં સૂતા.

હંમેશ મુજબ મારા ત્યાંના મુકામની ત્રીજી રાતે અમે બંને જણ વહેલા સૂતા અને નિદ્રાવશ થયા. તે રાત્રે ધર્મરાજે મને ધીમેથી થાબડીને જગાડયો. જ્યારે હું જાગ્યો ત્યારે તેમણે મને કહયુ કે તેમણે પોતાના પુત્ર અનિરુધ્ધને સ્વપ્નામાં પોતાની માતાની પથારીએ જતો જોયો અને તેના ઓશિકા નીચેથી ચાવીઓ લઇ કબાટ ઉઘાડી તેમાંથી બધા પૈસા અને મુલ્યવાન વસ્તુઓ લેતો જોયો. ત્યાર પછી તેમણે કહયું કે અનિરુધ્ધે ખોટી મૂછો લગાડી અને ફેઝટોપી પહેરી મુસલમાન દેખાવા વેશ પલ્ટો કર્યો. આ પછી તે ચામડાની કપડાંની પેટી સાથે બોરીબંદર સ્ટેશને ગયો. ત્યાં ,સ્ટેશન ઉપરના ઉચ્ચ વર્ગના મુસાફરો માટેના પ્રતીક્ષાલયમાં તેમણે અનિરુધ્ધને એક છોકરી, જેને તેમણે ગંચલા તરીકે ઓળખાવી તેની સાથે બેઠેલો જોયો અને ત્યાંજ તેમના સ્વપ્નાનો અંત આવ્યો, એમ તેમણે કહયું.

અમે નીચે ગયા અને પહેલાં કબાટવાળા ઓરડામાં ગયા. કબાટ ખરેખર ખાલીખમ હતું. ત્યાર પછી અમે તળ મજલે ગયા. અનિરુધ્ધ પોતાના ખંડમાં નહોતો. ત્યાંની ઘડિયાળના ત્રણ ટકોરાએ અમને રાત્રિના ત્રણ વાગ્યા હોવાનું ભાન કરાવ્યું.

ત્યારબાદ ધર્મરાજે તેમનાં પત્ની જયાબેનને જગાડયાં અને બધી બાબતનું નિવેદન કર્યું.

તેમનો મોટર ડ્રાઇવર શહેરમાં રહેતો હોવાથી તથા તેમને પોતાને મોટર ચલાવતાં આવડતું ન હોવાથી જયાબેન મોટર હાંકી અમને પોરીબંદર સ્ટેશને લઇ ગયાં, અને મોટરગાડીને નિયતસ્થળે રાખી ઉપલે માળે ઉચ્ચવર્ગનો પ્રતીક્ષાલયમાં ગયા.

પ્રતીક્ષાલયમાં માથે ફ્રેંચ ટોપી પહેરી બનાવટી મૂછો પહેરેલો અનિરુધ્ધ મુસલમાની પહેરવેશમાં હાજર હતો. તેની સાથે મખમલી બુરખામાં એક બીબી હતી. સ્વપ્નામાં શ્રી ધર્મરાજે અનિરુધ્ધને મુસ્લીમ લેબાશમાં જેયો નહોત તો અનિરુધ્ધને ઓળખી કાઢવાનું તેમને માટે કે બીજાઓ માટે પણ અશકય જેવુંજ હોત.

અમે જ્યારે પ્રતીક્ષાલયમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં આગળ ફકત બેજ મુસાફરોને સૂતેલા જોયા. અનિરુધ્ધે અમને ખંડમાં દાખલ થતાં જોયાં પણ પોતાના નાટયપૂર્ણ વેશાન્તરની ખાતરીમાં તે તથા બુરખાવાળી બાલિકા, પોતાની જાતને એક તરુણ બોજા યુગલ તરીકેજ ઓળખાશે એવી આશાએ મક્કમ રીતે બેસી રહયાં–જાણે કશો સંબંધજ ન હોય. પણ તે નિષ્ફળ નીવડયું; કારણ શ્રીયુત્ ધર્મરાજ સીધાજ અનિરુધ્ધ પાસે ગયા અને

તેમને બન્નેને નામથી સંબોધી બોલ્યા, "તમારું પગલું ડહાપણ ભર્યું નથી. આમ કરી તમે તમારા માતા પિતાના નામની પ્રતિષ્ઠા અને આબરૂને ધૂળભેગી કરી હોત." બન્ને જણ તરતજ ઊભા થઈ ગયા, અને પશ્ચાત્તાપના ભાવમાં એક બીજાથી દૂર ઊભા રહ્યા. અમે તેમને ઘેર લઈ ગયાં પેલા બનાવટી બુરખામાં રહેલી યુવતી કુમારી ચંચલા અનિરુધ્ધની પ્રેમિકા હતી. તેની પેટીમાંથી પંદર હજાર રૂપીઆ અને કેટલુંક ઝવેરાત નીકળી આવ્યું. આ તેણે પોતાના ઘરમાથી ચોર્યું હતુ.

પાછળથી ધર્મરાજે ચંચલાના ઉદ્યોગપતિ પિતાને તેડાવ્યા અને દરેક બાબત, ગઈ ગુજરી તરીકે ભૂલી જવાની ભાવનામાં જતી કરવામા આવી

આમ ધર્મરાજના આ અદ્ભુત સ્વપ્ને ઉગતાં પ્રેમીઓના કલંક લગાડનાર પલાયનને શરૂઆતમાંજ અટકાવ્યું અને તેમને ફરીથી પોતાના અપૂર્ણ કૉલેજ અભ્યાસ પૂરો કરવા તરફ વાળ્યાં.

સને ૧૯૫૬ની સાલમાં સમજુ માતા પિતાઓએ તેમનાં લગ્ન માટે સંમતિ આપી, અનિરુધ્ધ તથા ચંચલા ને લગ્ન ગ્રંથિથી જોડયાં. આજે અનિરુધ્ધ એક પ્રગતિશીલ માનનીય તત્વો ધરાવતા વેપારનો સંચાલક છે અને તેની ધર્મશીલ સહચારિણી ચંચલાબેન પણ એક પ્રેમાળ અને સક્રિય સામાજિક કાર્યકર્તા છે.

# સિદ્ધ સ્વપ્ન (દૃશ્ય બીજું)

શિહોર શહેરથી દોઢેક માઈલ દૂર એક નાની ટેકરી ઉપર આવેલું ગૌતમેશ્વર મહાદેવ તરીકે જાણીતું સુંદર શિવાલય છે.

ચોમાસા સિવાયની ઋતુઓમાં અને ખાસ કરીને વાર તહેવારે અને રવિવારે સુશિક્ષિતો અને શ્રીમંતો ઉજાણી માટે આ સ્થળની મુલાકાતે આવે છે.

સને ૧૯૫૪ની સાલમાં આવો એક સંઘ ભાવનગરથી શિહોર આવ્યો એ સંઘમાં એક પતિ-પત્ની, તેમનાં આઠ બાળકો અને ત્રણ બીજી સ્ત્રીઓ હતાં. સૌથી મોટા ૧૪ વર્ષના બાળક સિવાયનાં બીજાં બધાં દશ વર્ષ નીચેનાં હતાં.

તેઓએ પોતાની સાથે તૈયાર રસોઈ આણી હતી અને તેથી જેવાં તેઓ ત્યાં પહોંચ્યાં કે તરતજ બાળકોને રમતગમત ને અડપલાં કરવા છૂટાં મૂકી મોટેરાંઓ બીજની આન્નાં રમત માટે મોકલાઈ ગયાં.

બપોરે તેઓ ભોજન પતાવી વામકુક્ષીમાં પડયાં. જાગ્યા પછી તેમની રમત જારી રાખી. રમત પુરબહારમાં જામી હતી ત્યારે બીજો સૌથી નાનો ત્રણ વર્ષનો પંકજ તોફાને ચઢયો. તેની માતાએ ગળામાંથી પાંચ તોલા સોનાની જવાહીર મઢેલી બોર્ડરવાળી સાંકળી કાઢી પંકજના ગળામાં પહેરાવી તેને છાનો રાખ્યો.

આશરે ચાર વાગે મંડળીએ પોતાની ચીજ વસ્તુઓ બાંધી અને સ્ટેશને આવ્યાં અને શિહોરથી સાંજે સાડા પાંચે ઉપડતી ગાડીમાં ભાવનગર પહોંચ્યાં.

રાતના વાળુ પછી તેઓ પથારી ભેગાં થવાની તૈયારીમાં હતાં તેજ વખતે પંકજની માતાને પોતાની સોના સાંકળી ખોવાયાનું માલૂમ પડયું. તેણે પંકજના ગળા તરફ જોયું. ત્યાં સાંકળી નહોતી. જ્યારે તેણે પકજને પૂછયું ત્યારે તે નાના છોકરાએ હાથ હલાવ્યા અને પોતે કશું જાણુતો નથી એમ કાલું કાલું બોલ્યો. આથી તેને ગુસ્સો આવ્યો અને પુત્રને આડા અવળા લાફા માર્યા. ત્યાર પછી તેણે બીજાં બાળકોને અને પોતાના પતિને પૂછયું. તે વિષે કોઇપણ માણસને ખબર નહોતી.

પંકજને હાથે ચેન કયાં પડી ગઇ હશે અથવા કયાં મૂકાઇ ગઇ હશે તેની શકયતાઓની ફક્ત તેઓ કલ્પનાજ કરી શકયા. શકયતાવાળા ક્ષેત્રો વિપુલ હતાં. શોધ કઠણ જણાઈ અને પરિણામ પણ લગભગ નિરાશા જનક જણાયું.

તેમ છતાં પંકજના પિતા પેલી કીમતી ચીજની શોધ કરવા રાત્રે બેની ગાડીમાં શિહોર ઉપડયા. તેઓ ગૌતમેશ્વર મહાદેવના મંદિરે કીમતી ચેનની શોધ કરી શકશે કારણ કે ઘણુખરૂં પંકજે એજ સ્થળે તે ખોઇ હોવી જોઇએ એમ તેમને લાગ્યુ.

એક કલાકમાં તેઓ શિહોર પહોંચ્યા. ગૌતમેશ્વર મહાદેવની આજુબાજુ ઘણાં સ્થળો ભૂત પિશાચોના વસવાટ વાળાં હોવાની ખોટી માન્યતાને લીધે રાત્રે ત્યાં જવું જોખમકારક હતું એમ મનાતું. આથી પંકજના પિતાએ સ્ટેશને રાતવાસો કરી પરોઢિયે ત્યાં જવા નક્કી કર્યું.

શિહોર શહેરની બહાર પ્રગટેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. ત્યાંના મંદિરના પૂજારીજી ખુશમિજાજમાં હોય તો પ્રવાસી સાધુઓને, તેમને માટેજ બાંધી રાખેલી કેટલીક ઓરડીઓ, ઉપયોગ કરવા સારૂ આપતા: નહિ તો પછી બિનતકરારી સાધુઓ પ્રગટેશ્વર મહાદેવની પાછળના ભાગમાં આવેલાં કેટલાંક ઉઘાડાં શિવાલયમાં પોતાનો મુકામ કરતા.

અત્રે વર્ણવેલી ઘટનાના સમયે હું બીજા એક સ્વામી શ્રી પૂર્ણાનંદજી સાથે આવા એક શિવાલયમાં રહેતો હતો. મારી માફક તેઓ પણ શિહોરમાં ટૂંક સમયના મુલાકાતી હતા. તેઓ પોતાની મધ્યરાત્રીની ધ્યાન-ધારણા સારૂ

દરરોજ રાત્રે ૯ વાગે ગૌતમેશ્વર મહાદેવે જતા અને સવારે વહેલા પાછા ફરી આઠ દશ સુધી ઊંઘતા. તે મંદિરના સંચાલકોએ સ્વામીજીના ઉપયોગ માટે મંદિરની હદમાં આવેલી એક નાની ઓરડી આપી હતી અને તેઓ તેને તાળું વાસી રાખતા.

આ ઘટના બનવાની રાત્રે પણ સ્વામીજી ગૌતમેશ્વર મહાદેવને મંદિરે ગયા હતા અને ત્યાં પોતાના કાર્યમાં રોકાયા હતા. હંમેશ મુજબ મંદિર છોડતા પહેલાં જ્યારે તેઓ ઓરડી વાળી સાફ કરતા હતા ત્યારે તેમને જવાહીર મઢેલી લોકેટવાળી સોનાની સાંકળી જડી આવી.

જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે સ્વામીજીએ પોતાને મળેલી વસ્તુ વિષે મને વાત કરી. મેં ચેન તપાસી. જવાહીર મઢેલા લૉકેટ ઉપર અંગ્રેજી અક્ષરમાં 'સરોજ' એવું નામ લખેલું મેં વાંચ્યું. મેં સ્વામીજીને કહ્યું કે સરોજ નામની કોઇ વ્યક્તિની માલિકીની તે ચેન હશે અથવા કોઈ સરોજ તરફથી બીજા કોઇને તે ભેટ તરીકે મળી હશે. એ ચેન તરતજ પોલીસને સોંપવા બાબતમાં હું તેમની સાથે સંમત થયો.

સ્વામીજી પોલીસ થાણે ગયા અને પોલીસને ચેન હાથોહાથ સોંપી પાવતી લઇ પાછા આવ્યા.

હવે બન્યું એમ કે તેજ વહેલી સવારે જ્યારે

સ્વામીજી ગૌતમેશ્વર મહાદેવમાંની પોતાની ઓરડી વાળતા હતા ત્યારે પંકજની પવિત્ર દાદીમાએ સ્વપ્નામાં સ્વામીજીને સોનાની ચેન ઊંચકતા, વારંવાર તેને નિહાળી જોઇ ખિસ્સામાં મૂકતા જોયા, અને ત્યાં તો સ્વપ્ન પૂરૂં થયું. હવે આ પહેલાં તેઓ ઘણાં વર્ષો શિહોર રહ્યાં હોવાથી તે સુસ્પષ્ટ સ્વપ્નામાં એવું સ્પષ્ટ જણાયું કે જે મંદિરમાં સ્વામીજીએ પ્રવેશ કર્યો તે મંદિર પ્રગટેશ્વર મહાદેવની બરાબર પાછળ આવેલું હતું.

સ્વપ્નામાં તદ્દન તાજા બનેલા બનાવની વિગતોની સ્મૃતિથી તેઓ જાગી ગયાં, અને શિહોર પહોંચવા તૈયારી કરી. મોટરમાં સીધાં અમારી પાસે આવી પહોંચ્યાં. પહેલાં તેમણે સાંકળી ખોવાયાની બધી વિગત અમને કહી અને પછી પોતાના અદ્‌ભુત સ્વપ્નાની વાત કરી. સ્વપ્નામાં પોતે જોયેલાં દશ્યોના ખરાપણાની સાબિતી આપતાં તેમણે અમારી આગળ અમારા આશ્ચર્ય વચ્ચે સ્વામીજી ઉપર તરતની થયેલી પ્રતિક્રિયાઓ વગેરે રજૂ કરી અને સ્વામીજીએ ચેન મળી આવ્યા પછી કયા ખિસ્સામાં મૂકી તે પણ બતાવી આપ્યું.

તેમણે જે કહ્યું તે ઉપરથી અમે સહેલાઇથી અનુમાન કરી શકયા કે નાના પંકજે તાળું વાસેલી ઓરડીની બહાર પડેલી પાટલી ઉપર ચઢી ઓરડીના નીચા ઉઘાડા જાળીઆમાંથી ચેન અંદર નાખી હોવી જોઇએ.

સવારે પંકજના પિતા ગૌતમેશ્વર મહાદેવ ગયા અને એ કીમતી દાગીનાની બાને શોધ કરી પણ વ્યર્થ. મંદિર છોડતા પહેલાં તેમણે ગૌતમેશ્વર ભગવાનને પોતાની પત્નીનું ખોવાયેલું આભુષણ પાછું પ્રાપ્ત કરી આપવા પ્રાર્થના કરી અને સાથે એવી બાધા રાખી કે ઘરેણું મળશે તો તેઓ ત્યાં આગળ રુદ્રી કરશે.

સ્વામીજી પેલાં વૃધ્ધાને પોલીસ થાણે લઇ ગયા. પંકજના પિતા-તે વૃદ્ધાના પુત્ર-પોલીસમાં ફરીયાદ નોંધાવવા થાણે ગયા હતા તે પણ ત્યાંજ હતા. ચેન તેમને સોંપવામાં આવી. તે લઇ તેઓ ભાવનગર ઉપડયા.

હવે પંકજના પિતા તેમની બાધા મુજબ રુદ્રાભિષેકની તૈયારી કરી રહયા હતા ત્યારે કહેવાય છે કે શિવજીના દિવ્ય દૂતે સ્વપ્નામાં આવી તેમને એમ કહેલું કે તે અને તેના જેવા બીજાઓ મંદિરો અને યાત્રાસ્થાનોનું પવિત્ર વાતાવરણ પોતાના સસ્તા મોજશોખથી દૂષિત કરતાં અટકે તો તે જ શંકર ભગવાનને માટે હજાર ગણી ઉત્તમ પૂજા જેવું નીવડશે.

★

# પ્રમાણિક ભિખારી

થોડાંક વર્ષો પૂર્વે દિલ્હી પ્રવાસ દરમ્યાન ગાડીમાં આ ઘટના બની. આગગાડીનું ખાનું મુસાફરોથી ગીચોગીચ ભરેલું હતું. ચાલવા માટે રાખેલી જગ્યામાં એક ચિથરેહાલ અપંગ ભિખારી બેઠો હતો.

સવારમાં જ્યારે ગાડી રતલામની નજીક જઈ રહી હતી ત્યારે હું શૌચકૂપે ગયો; પરંતુ અંદર કોઈક હોવાથી હું રાહ જોતો થોભ્યો. એજ સમયે બાજુના ખાનામાંથી એક ટિકિટ તપાસનીશ આવ્યો. જ્યારે મારી ટિકિટ તપાસાતી હતી ત્યારે પેલા ભિખારીએ ટિકિટ તપાસનીશ સાહેબને એક પૈસા–પાકીટ આપી કહ્યું, " સાહેબ મને આ મારી પથારી ઉપરથી જડયું છે અને એમાં પુષ્કળ પૈસા છે. આપ એના માલિકને ખોળી કાઢી એને એ પાકીટ સોંપી દેજો. "

તે એક મોટા કદનું લીલા રંગનું પાકીટ હતું, અને તેના ઉપર નર્તન કરતા શિવનું આકર્ષક ચિત્ર હતું.

ટી. ટી. સાહેબ થેલીનું વજન આંકતા હોય તેમ પૈસાનું પાકીટ જરા ઉછાળી જોયું અને પોતાની હાથ-થેલીમાં મૂકી દીધું. તેમણે ભિખારીને કહ્યું, " હું એના માલિકને સોંપી દઇશ." ત્યાર પછી તેઓ ખાનામાં તપાસણી કર્યા વગર ચાલ્યા ગયા.

જ્યારે હું મારી બેઠકે પાછો ફર્યો ત્યારે મારી આજુબાજુ બેઠેલાઓને કોઇની પૈસા-થેલી ગુમ થઇ છે કે કેમ તે બાબતમાં મેં પૂછી જોયું. એક બાંકડેથી બીજા બાંકડે એમ આખા ખાનામાં વાત ફેલાઇ ગઇ; પરંતુ કોઈએ કશું ગુમાવ્યાની ફરિયાદ ન થઇ.

એટલામાં ગાડી રતલામ પહોંચી અને પેલો ભિખારી કોઇ મહાન કાર્ય કર્યાનો સ્હેજ પણ ભાવ દેખાડયા વગર ગાડીમાંથી નીચે ઉતરી ગિરદીમાં ગાયબ થઈ ગયો.

કલાકેક પછી ગાડી જ્યારે નાગદા પહોંચી ત્યારે મારી બેઠકની સામેના સામાન મૂકવાના પાટિયા ઉપર સૂતેલા સદ્‌ગૃહસ્થ નીચે ઊતર્યા અને ઉતાવળે ઉતાવળે ગભરાયેલી મુખાકૃતિથી પોતાની પથારી તથા સામાનની બારીકાઇથી શોધ કરતા જણાયા. તેમણે કંઇક ગુમાવ્યું હતું એ સ્પષ્ટ હતું. પૂછપરછ કરતાં તેમણે જણાવ્યું કે પાકીટમાં રૂા. ૮૬૦) હતા અને કેટલાક મહત્ત્વના દસ્તાવેજો પણ હતા. વધુમાં તેમણે કહ્યું કે પાકીટ આછા લીલા રંગનું

ચામડાનું હતું અને એના ઉપર ' નટરાજ ' નું ચિત્ર હતું વહેલી સવારે ગોધરાથી ગાડીમાં ચઢતાં પાકીટ પડી ગયું હોવાનો સંભવ હતો એમ તેમણે જણાવ્યું.

મેં તેમને તેમની પૈસાથેલી ટી. ટી. ના હાથમાં કેવી રીતે ગઇ છે તે જણાવ્યું અને તેમને સાથે રાખી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર એક છેડેથી બીજે છેડે તેમજ ગાડીમાં અને કાર્યાલયમાં એ ટી. ટી. મહાશયની શોધમાં હું ફર્યો. પરંતુ બધાજ નવા ચહેરા દેખાયા. હંમેશ મુજબ પેલી ટિકિટ તપાસનારી ટુકડી રતલામ બદલાઇ ગઇ હતી.

જો કે રતલામ નાગદાથી પચીસેક માઇલ હતું છતાં ત્યાં આગળ બીજી કોઇ ગાડી મારફતે અથવા મોટર બસ મારફતે તરતજ પહોંચી જવાની શક્યતા ઓછી હતી. વળી એ બાબત બાજુએ રાખીએ તો પણ ટી. ટી. મહાશય પાસેથી અમને પૈસા પાછા મળ્યા હોત કે કેમ તે શંકા જ છે. તેઓએ પૈસાનું પાકીટ જાણી જોઇનેજ અપ્રમાણિક વૃત્તિથી ખિસ્સામાં સરકાવ્યુ હતું.

કોર્ટે જનારા તે સદ્‌ગૃહસ્થે પ્રથમ તેમને જે લાગણીઓ ઉત્પન્ન થઇ હતી તે બધી દબાવી દઇ નુકસાન સહન કરી મારી પાસેથી પેલા અપંગ છતાં સુસંસ્કૃત ભિખારીની ઓળખાણ કરાવતી વિગતો નોંધી લીધી

મારે ગહૂભાગ્યે તેમણે મને મારુંજૂર કરી નહિ બધા ઉતારૂઓએ એકે અવાજે પેલા ગૃહસ્થને, નજીક આવતા રતલામ સ્ટેશને મને પોલીસને સોંપવા જણાવ્યુ

મારા સામાન સાથે મને રતલામ સ્ટેશને પોલીસ મથક લઇ જવામા આવ્યો જે ચાર ઉતારૂઆ મને પોલીસ મથકે લઇ ગયા તેમા એક પૈસા ખોનાર ગૃહસ્થ તથા બીજા મારી જડતી જેમણે લીધી હતી તે હતા

કાર્ય સ્થળ ઉપર હાજર રહેલા પોલીસ અમલદારે ફરિયાદીની હકીકત જાતિથી સાભળી અને ત્યાર બાદ માથુ ઊચુ કરી મને મધ્યનાથી આ બાબતના પૂછ્યુ મારી મુદ્રા, જુબાની અને મે રજુ કરેલા સશયહીન ઓળખપત્રો ઉપરથી મારા નિર્દોષપણાની તેમને ખાતરી થઇ, પરતુ મજબૂત આનુષગિક પુરાવા સામે તે કરી શકયા નહિ છેવટે તેમણે ફરિયાદીને મુકદ્દમો આગળ ચલાવવાની ઇચ્છા છે કે કેમ તે પૂછ્યુ તરણે 'હા' પાડતા પોલીસ અમલદાર ફરિયાદીને પોતાના સાથીઓ સાથે તે સ્ટેશને મુસાફરી ખડિત કરવા અને જવાબો સાથે રીતસરની ફરિયાદ નોધાવવા જણાવ્યુ તેમણે એમ પણ કહ્યુ કે મારી પાસેથી નીકળેલી ૧૪ રુપિયાની રકમ તેઓ અદાલતના કામ ચલાવવા મુદ્દામાલ તરીકે રજૂ કરવા પોતાની પાસે રાખશે

તે ગૃહસ્થે તેમને જણાવ્યું કે તે પોતે ધંધાર્થે જરૂરી કામે તે જ ગાડીમાં આગળ જવા માગે છે અને તેમની પાસે બીજા પૈસા ન હોવાથી પોતાના તાત્કાલિક ઉપયોગ માટે તે રકમની પણ તેમણે માગણી કરી.

લાંબા સમય સુધી ચાલુ રહેતી પોલીસ તપાસની મુશ્કેલીમાંથી બચવા પેલા પોલીસ અમલદારે મને ચૌદ રૂપિયા જતા કરવાની સલાહ આપી અને મને પણ તે ડહાપણ ભરેલું લાગવાથી મેં ફરિયાદીને રકમ આપી દીધી અને પ્રવાસ ચાલુ રાખ્યો.

રસ્તામાં ઘણા ઉતારૂઓએ, શરમજનક સંતોષ સાથે, મને નિંદા, હાસ્ય તથા વ્યંગયુક્ત ગાળો દેવામાં ફરિયાદીને સાથ આપ્યો.

મથુરા પહોંચતાં મેં આગ્રા જવા માટે ગાડી બદલી. ફરિયાદીએ પણ તેમજ કર્યું. તે આગ્રા શહેર સ્ટેશને ઊતર્યા અને હું આગ્રા છાવણીએ ઊતરી મને લેવા આવેલા મારા યજમાન સાથે મોટરમાં ઘેર ગયો.

આ ફરિયાદી મારા યજમાનના મિત્ર થતા હતા તેની મને પહેલાં ખબર નહોતી. બીજે દિવસે તેઓ મારા યજમાનને ત્યાં સહજ મળવા આવ્યા. તેમની વાતો દરમ્યાન મારા યજમાને "આપણે ત્યાં એક સંન્યાસી

મહેમાન આવ્યા છે. તેમને મળતાં તમને આનંદ થશે." એમ તેમને કહ્યું. તીવ્ર આગ્રહમાં સાથે તે ગૃહસ્થે પ્રવાસમાં પોતાને થએલા ખરાબ અનુભવનું નિવેદન કર્યું. વધુમાં તેમણે કહ્યું કે તેમને કોઇ સાધુને મળવામાં રસ નથી. આથી મારા યજમાને કહ્યું, "મિત્ર, જરા જુઓ. એકાદ સાધુ ખરાબ જણાયો એટલે એવા ઉપરચોટિયા કારણે બધાજ સાધુઓને ખરાબ ગણવા એ ડહાપણ ભરી દૃષ્ટિ નથી. ચાલો મારી સાથે, તમે પોતે નજરે જોશો કે આ સ્વામીજી આદરણીય અને પૂજ્ય વર્ગના છે." મને-કમને તે ગૃહસ્થે આવવાની હા પાડી.

એ સમયે હું એક ઓરડામાં કેટલાક ભક્તો સાથે વાતચીત કરતો હતો. બારણે ટકોર વાગી અને તરતજ મેં બારણું ખોલ્યું, તો ઉંબરામાંજ મારા યજમાન અને ફરિયાદી ઉભેલા દેખાયા. ફરિયાદી મને જોતાં વારજ યજમાન તરફ ફર્યા અને તિરસ્કારથી મોટે અવાજે "આજ તે બદમાશ" એમ બોલી ઊઠયા. આ ઉતાવળી ટીકાએ બધાંને મૂંઝવણમાં નાંખ્યા, અને સ્વાભાવિક રીતેજ જેમને ખોટું લાગ્યું હતું એવા મારા યજમાને શી હકીકત બની છે તે મને પૂછ્યું. મને ખોટી રીતે ઓરાઢવામાં આવેલી ચોરી સિવાય ગાડીમાં બનેલી વિભિન્ન ઘટના તદ્દન ખરી છે એમ મેં જણાવ્યું. દરેક જણ છૂટા પડયા પછી હું મારા યજમાન સાથે ભોજન માટે ગયો.

આ બનાવની ખરી હકીકત જે પાછળથી જાણવા મળી તે એવી હતી કે એ ફરિયાદી ગૃહસ્થે ગાડી મુંબઇથી છૂટતા પહેલાંજ પોતાનો પાયજામો ગાડીમાંજ બદલ્યો હતો, પરંતુ તેમ કરતી વખતે તેના ખિસ્સામાં રહેલા નૌદ રૂપિયા કાઢવાનું ભૂલી ગયા. આમ છતાં તેમણે મનોમન એમ માની લીધેલું કે ખિસ્સામાંની રકમ તેમણે બહાર કાઢી નવા પહેરેલા પાયજામાગાં મૂકી હતી.

તેથી જ સવારમાં જ્યારે તેમણે ખિસ્સામાં હાથ નાખ્યો અને પૈસા ન મળ્યા ત્યારે તેમણે પોતાનો સામાન...જે એક નાનો બિસ્તરોજ હતો...તે ફેંદી જોયો. આ વખતે તેમણે અંદર મૂકી દીધેલા પાયજામાનાં ખિસ્સાં ફરી તપાસ્યાં નહિ. તેમને ખાતરી હતી કે પાયજામો બદલ્યો ત્યારે તેમાંથી તેમણે પૈસા કાઢી લીધા હતા.

ફરિયાદીને મારા પ્રતિ કશી અદેખાઈ કે દુશ્મનાવટ નહોતી છતાં મારી દેખીતી શંકાસ્પદ હિલચાલને લીધે તેમણે મારી ઉપર આરોપ મૂકયો. આ બધામાં સૌથી વધુ આશ્ચર્યકારક બાબત તો એ હતી કે બે પાંચ પાંચની અને ચાર એક એકની નોટો ખોવાઈ એમ તેઓ એકાએક બોલી ગયા. અને તેવીજ અને તેટલીજ રકમ મારી પાસેથી નીકળી. જ્યારે ખરી હકીકત એ હતી કે તેમની પાસે પાયજામામાં જે રકમ હતી તે પાંચ પાચની બે નોટો અને બે નોટો બબ્બે રૂપિયાની હતી.

ઘેર ગયા પછી તેમણે મેલાં કપડાં ધોવા માટે મોકલ્યાં. સામાન્ય રીતે ધોબી પાણીમાં કપડાં ઝબોળતાં પહેલાં ખિસ્સાં તપાસી ખાતરી કરે છે કે એમાં કશું છે તો નહિને ! જો બટન, બકલ, ટાંકણી, કાંસકી રૂમાલ કે એવી કોઇ નજીવી વસ્તુ નીકળે તો પ્રમાણિક પણે તે એપ વખતે માલિકને પહોંચાડે છે પરંતુ જો પૈસા અગર કોઇ કીમતી વસ્તુ નીકળે તો ચોરી છૂપીથી વગે કરે છે. આ ધોબીલોકોની વિખ્યાત પ્રમાણિકતા છે !

મારે સદ્‌ભાગ્યે હો કે કદાચ તે ફરિયાદીને બોધપાઠ મળે તે કારણે હો પણ જે પાયજામામાં પૈસા હતા તે પાયજામો ધોબીએ ખિસ્સાં તપાસ્યા વગર ધોઇ નાંખ્યો આ પછી ઈસ્રી કરી ત્રીજે દિવસે માલિકને પહોંચતો કર્યો.

જ્યારે પેલા સદ્‌ગૃહસ્થે તે પાયજામો પહેર્યો ત્યારે તેમને ખિસ્સામાં કાગળના ટુકડા જણાતાં તેને ખિસ્સામાંથી બહાર કાઢી જોયું તો બે પાંચની તથા બે બબ્બે રૂપિયાની નોટોના અવશેષો, ધોવાઈ જઇ ઇસ્રી થયેલા જણાયા. આ જ નોટો તેમણે ચોરાઈ ગયેલી એમ માનેલું. તરત જ સંપૂર્ણ સત્ય તેમની નજરે તરી આવ્યું.

તાત્કાલિક તેઓએ મારા યજમાનનો સંપર્ક સાધ્યો. તેમને બધી વાત જણાવી અને મારી પાસે આવીને

પોતાની ઉતાવળી અને અવિચારી વર્તણૂક માટે માફી આપવા મને વિનંતી કરી.

કેટલીક વખત આપણામાંના, ભલભલા પણ ઉતાવળે વર્તીને પાછળથી ચિંતા અને નુકસાની ભોગવે છે. આ બનાવમાં મને આનંદ આપનારી બાબત તો ફરિયાદીની સ્તુત્ય ન્યાયપ્રિયતા અને નૈતિક ધૈર્ય હતાં. કારણ કે તેમણે મારા યજમાન અને બીજાઓની કડવી ટીકાને ભોગે પણ પશ્ચાત્તાપપૂર્વક પોતાની ભૂલને ખુલ્લેખુલ્લી રીતે કબૂલ કરી હતી.



# નારી સિંહણ બની !

"શ્રમ યજ્ઞ" નિહાળવાના નિમિત્તે સૌરાષ્ટ્રના ઝાલાવાડ જિલ્લામા મહેસૂલી અધિકારીઓ સાથે જવાનો પ્રસંગ પડયો હતો આવા એક પ્રસંગે જ્યારે અમે એક ગામડામા ગયા હતા ત્યારે ત્યાના લોકોએ અમને કહ્યુ કે ત્યા એક માતાજી રહે છે અને તેઓ કલાકોના કલાકો સુધી શક્તિના આવિર્ભાવ હેઠળ રહે છે એટલુ જ નહિ પણ અનેક દેવદેવીઓ તેમનામા પ્રગટ થાય છે તેમના ચમત્કારો વિષે પણ અમને ઘણુ ઘણુ કહેવામા આવ્યું. એક વખતે ખાલી એક મણ લાપસીમાં માતાજીએ સાત ગામના માણસોને જમાડયા હતા એમ પણ અમને કહેવામા આવ્યું.

પોતાના સુશીલ સ્વભાવ અને પ્રમાણિકતાથી લોકપ્રિય બનેલા ડે કલેક્ટર સાહેબ અમારી સાથે હતા એમના કહેવાથી અમે માતાજીના દર્શને ગયા માતાજી એમની 'મઢી' મા એક ઊંચા આસને બેઠા હતા, ઊંડી ઊતરી ગયેલી આંખો અને બેસી ગયેલા ગાલને લીધે તેમનુ દૂબળું શરીર કંઈક વધારે કૃશ દેખાતું હતું

એમની ઉંમર આશરે વીશેક વર્ષની લાગતી હતી. કિંમતી ભપકાદાર વસ્ત્રો તેમણે પહેર્યાં હતાં અને તેમની આસપાસ એકઠી થયેલ વ્યક્તિઓમાંથી એક યુવાન તેમને પવન નાખતો હતો. નમસ્કાર વિધિ પતાવી અમે તેમની પાસે બેઠા. અમારી સાથેના ડે કલેકટર સાહેબનો તેમને પરિચય કરાવવામાં આવ્યો અને તેમણે મારી ઓળખાણ એક વિચરતા સાધુ તરીકે આપી. ત્યારબાદ ચા દૂધ લઇ અમે ત્યાંથી વિદાય લીધી.

પાછા વળતાં ડે. કલેકટર સાહેબે રસ્તામાં માતાજી સમક્ષ મારા મૌન બદલ મને મીઠો ઠપકો આપતાં કહ્યું કે હું તેમની સાથે વાર્તાલાપ કરીશ તેવી અપેક્ષાથી તેઓ સૌ ત્યાં ગયેલા અને મારી હાજરીમાં તેમની સાથે વાત કરવાનો પ્રારંભ કરવાનું અનુચિત લાગેલું.

માતાજીને મળ્યા બાદ ગમે તે કોઇ અણજાણ્યુ કારણે મને એમજ લાગવા માંડયું હતું કે દૈવી અવતારો, આવિર્ભાવો, અને ચમત્કારિક શક્તિઓની ખોટી વાતો ફેલાવીને ધર્મને નામે ચરી ખાનાર લેભાગુઓનો ભોગ બનતી દુર્ભાગી સ્ત્રીઓમાંની એક આ માતાજી પણ હોઇ શકે. ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મેવાડ, મારવાડ વગેરેમાં જે પ્રકારની ભોળી ધાર્મિક શ્રદ્ધા પ્રવર્તે છે તેથી આવા લોકોની પ્રવૃત્તિઓ સહેલી અને સરળ બને છે, અને પોષાય છે. જેમ અન્યત્ર છે તેમ આપણે ત્યાં પણ સંસારી

વિષયો અને નાશવંત ભોગોની પાછળ 'ઘેલાઓનું પ્રમાણ વધારે છે અને તેઓ જ આવાં અજ્ઞાન અને અંધ-શ્રદ્ધાને પોષે છે. તથા આવાં કાલ્પનિક તેમજ આનુષંગિક અનુમાનો માતાજીઓ વિષે વહેતાં મૂકીને તેમની પોકળ આધ્યાત્મિક પ્રતિષ્ઠામાં વધારો કરે છે.

અમે ઘણાં ગામડાંઓ ફર્યા અને વળતાં માતાજીના ગામમાંથી પસાર થવાનું બન્યુ. આ વખતે અગાઉથી નક્કી કરવામાં આવ્યું કે જો આ વખતે માતાજીને મળવાનું બને તો મારે તેમની સાથે વાત કરવી અને તેમનો દૈનિક કાર્યક્રમ તથા આધ્યાત્મિક અનુભવો અંગે માહિતી મેળવવી.

અમારા ગામમાં પહોંચવાના સમાચાર માતાજીને મળી ગયા હશે એટલે માતાજીનો એક ભક્ત અમારી પાસે આવ્યો અને માતાજી ડે. કલેકટરને મળવા માગે છે એમ જણાવ્યું. અમારી સાથેના અમલદાર સાહેબે 'જોઈતું હતું અને વૈદે કીધું' એ ન્યાયે આ સદેશાને વધાવી લીધો. અમે પુનઃ માતાજી પાસે ગયા. એ વખતે બાજુના ગામના મુખી પણ ત્યાં હતા. માતાજીના કાકા માતાજીની જમીન પચાવી પાડવા પ્રયત્નો કરે છે તેવી ફરીયાદ માતાજી વતી આ મુખીએ કરી અને કહ્યું કે આ હકીકત પ્રત્યે ડે. કલેકટર સાહેબનું લક્ષ દોરવા માટે તેમને બોલાવ્યા છે. ડે. કલેકટર સાહેબે યોગ્ય તપાસ કરી ઘટતું કરવાની સૂચના મામલતદાર સાહેબને કરી.

ત્યારબાદ મામલતદારશ્રીએ માતાજીને કહ્યું કે પૂજ્ય સ્વામીશ્રી આપને થોડાક પ્રશ્નો પૂછવા ઇચ્છે છે. પ્રગટ જિજ્ઞાસાપૂર્વક મને પ્રશ્નો પૂછવાની સંમતિ આપી. સમાધી તથા તેમનાથી વારંવાર અનુભવાતા આવિર્ભાવો વિષે કંઇક કહેવાની મેં તેમને વિનંતિ કરી. અગમ્ય આધ્યાત્મિક વિષયોનું જ્ઞાન તથા અનુભવ હોવાનો જેમનો દાવો છે તેમની પાસેથી કંઇક જાણવાની સહજ ઇચ્છાથી પ્રેરાઇને જ મેં તેમને આ પ્રશ્ન કરેલો. પરાકોટીના કેટલાક આધ્યાત્મિક અનુભવો અવર્ણનીય છે અને એ દિશાની પ્રગતિ અને સિદ્ધિ જ્યાં ત્યાં અને જેની તેની પાસે પ્રગટ કરવાની નથી હોતી તે હું જાણું છું. તેથી સરળતાથી મારા પ્રશ્નનો જવાબ આપવાની તેઓ ના પાડી શકયાં હોત. પરંતુ એમ ન કરતાં તેઓ તો મારો પ્રશ્ન સાંભળી છંછેડાઈ ગયાં પરંતુ ક્રોધને દબાવવાનો પ્રયત્ન કરી કંઇક દ્વેષયુક્ત વાણીમાં બોલી ઊઠયાં, "તમે શું સમજો છો? આવા પ્રશ્નો તે પૂછાતા હશે?" પાસે બેઠેલાં એક ડોશીમાએ પણ તેમાં ટાપશી પૂરી, "આ તો સાક્ષાત્ જગદંબા છે, એમની પાસે તો મૂંગા બેસવાથી જ બધું મળી જાય છે આવા પ્રશ્નો પૂછી તેમને પજવવાં નહિ જોઇએ. છેલ્લાં ચારસો પાંચસો વર્ષમાં આપણે ત્યાં અવતાર થયાનું જાણ્યું સાંભળ્યું નથી. આ તો જીવતી-જાગતી જગજ્જની છે." આ ઉત્તર સાંભળી વિદાય લેવા સિવાય અન્ય કોઈ વિકલ્પ અમારા માટે ન રહ્યો.

માતાજીના ગામથી નીકળી અમે સૌ બાજુના ગામમાં પહોંચ્યા. રતોરાત એ સ્ત્રીને 'દેવી' તરીકે કઈ રીતે ઠોકી બેસાડવામાં આવી છે તેની આશ્ચર્યજનક વિગતો અમને ત્યાંથી આધારભૂત સાધનો દ્વારા મળી. માતાજી બારોટ કુટુંબનાં છે. રાજકોટના શ્રી ગણપત સાથે એમનું વેવિશાળ થયું હતું. શ્રી ગણપતના શિક્ષણ નિભાવ, મકાનનુ સમારકામ વગેરે માટે જુદા જુદા પ્રસંગોએ શ્રી ...નાં માબાપે સામાવાળા પાસેથી આશરે રૂા ૪૦૦૦] ની લોન લીધેલી. આ બાબતમાં પાછળથી એવું નક્કી કરવામાં આવ્યું કે આ રકમને લગ્નની ભેટ તરીકે ગણવી અને કોઈ સંયોગોમાં લગ્ન ન થાય તો સામાન્ય વ્યાજનું ધીરાણ ગણવું. થોડાં વર્ષ બાદ શ્રી ગણપતનો અભ્યાસ પૂરો થયો અને તેનાં માબાપે વિવાહિત કન્યા સાથે લગ્ન કરી નાખવાનું નક્કી કર્યું. સામા પક્ષની સંમતિથી લગ્નની તિથિ નક્કી કરવામાં આવી અને તે માટેની આવશ્યક તૈયારીમાં તેઓ પડયાં.

હવે એવુ બનેલુ કે શ્રી ગણપત એક બીજી યુવતીના પ્રેમમાં પડેલા, પરંતુ માબાપની પસંદગીની કન્યા સાથે લગ્ન માંડી વાળવાની તેની ઇચ્છા ન હતી કારણ કે તેથી તેનાં માતાપિતાને સારૂં એવું આર્થિક નુકસાન સહન કરવું પડે તેમ હતું. વિવાહીત કન્યા સાથે લગ્ન ન કરે તો તેના માબાપને રૂા. ૪૦૦૦ ની કરજની રકમ ભરવી પડે તેમ હતું. તેઓ તેમ કરવાની સ્થિતિમાં ન હતા. એક તરફ કુટુંબની આબરૂ અને બીજી તરફ જીવનનો એક અતિનાજુક

પ્રશ્ન-આ બે વિરોધી વંટોળે તેમને દ્વિધામાં નાખી દીધા. તે તેની પ્રેમિકાને મળ્યો અને તેને બધી વાત કરી. બંનેએ મિત્રના સહકારથી એક તરકીબ રચી. આ પાશવી યોજનાનુસાર શ્રી....એ વિવાહિત કન્યા સાથે લગ્ન કર્યાં અને તેને લઈ રાજકોટ આવ્યા. યોજનાનું પહેલું ચરણ આ રીતે પૂરું થયું. લગ્નની પ્રથમ રાત્રિએ જ યોજનાનો બાકીનો ભાગ અમલમાં મૂકવાનો હતો. રાત પડી પરિણીત દંપતિ શયનખંડમાં પ્રવેશ્યાં. થોડો સમય થયો એટલે એકાએક શ્રી....કંઈક ગભરાએલા તથા વિસ્મિત ચહેરે બહાર આવ્યા અને તેનાં માતાપિતા તથા સગાંઓને કહ્યું કે 'વહુ સિંહણ થઈને ખાટલા પર પડી છે.' આ સાંભળી તેમને સૌને પણ ખૂબજ નવાઈ લાગી. તેઓ સૌ શયનખંડમાં ગયાં. ત્યાં તેમણે કોઈને જોયું નહિ. 'વહુ' તો ખાટલાના ખૂણે બેઠી હતી. આ સૌને જોઈ તે શરમાઈ ગઈ અને ઊભી થઇ ગઈ અને લાજ કાઢી ખૂણામાં ચાલી ગઈ. શ્રી ગણુપતે આ ઘટનાને તેની ઇચ્છા પ્રમાણે જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરવાની શક્તિ તરીકે વર્ણવી. પોતે જાણે ખૂબજ ચકિત થઇ ગયો હોય તેવો દેખાવ કરી હિંદુ શાસ્ત્રમાં વર્ણવેલ જગજ્જનીના દિવ્ય વાહન સિંહની સ્વયંરચિત શીઘ્ર છંદોમય સ્તુતિ ગાવાનું તેણે શરૂ કરી દીધું. તેણે ધૂપ, દીપ, કંકુ, પુષ્પો વગેરે મંગાવ્યાં. વહુ પર કંકુના છાંટા નાખ્યા. કપાળે કંકુની પિચળ કરી અને તેની પર પુષ્પવૃષ્ટિ કરી. ધૂપ કર્યો અને દીપ સળગાવી તેની આરતી પણ ઉતારી. ત્યાર પછી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં

અને તેના દિવ્ય મહિમાથી અજ્ઞાત હોઈ જીવમાત્રની સ્તુતિને પાત્ર તેમને ગૃહિણી તરીકે લઈ આવવા માટે ક્ષમા માગી.

શરૂઆતમા તો એ અજ્ઞાન યુવતીએ માન્યુ કે આ બધી લગ્નબાદની કઈક વિધિ હશે પરતુ જ્યારે તેના પતિએ તેને દડવત પ્રણામ કર્યા ત્યારે તો તેના કોડભર્યા યુવાન મનને પતિના આ આચરણમા ગાડપણ જણાયુ અધૂરામા પૂરુ ત્યા એકત્ર થયેલા સગા સબધીઓએ 'અબે માતકી જય' ની ઘોષણા સાથ તેના ચરણોમા પ્રણામ કરી તેની મૂઝવણ અને ગભરાટમા વધારો જ કર્યો તે રડવા લાગી આસુથી તેના વસ્ત્રો ભીજાઈ ગયા પતિ તથા શ્વશુર પક્ષ તરફથી તેનો ત્યાગ કરાશે એવુ ભાન થતા તે બેભાન થઈ ઢળી પડી આ મૂર્છિત અવસ્થાને ભાવાવેશ ગણવામા આવ્યો અને રુદનને વિરહ અને દિવ્ય ઉન્માદના સ્વરૂપ તરીકે વર્ણવવામા આવ્યા

વાત વાતમા 'દેવીના અવતાર'ના સમાચાર આજુબાજુ પ્રસરી ગયા ભક્તો એકઠા થવા લાગ્યા આખી રાત તેઓએ માતાજીના ભજન, ધૂન અને ગરબા ગાયા પોતાના પ્રત્યેનો લોકોનો પૂજ્યભાવ નિહાળીને આ સ્ત્રીને પણ આ ઘટનામા કઈક તથ્યાશ લાગ્યુ અને પોતે પણ આશ્રેમાય સ્તુતિ કરવા લાગી

બીજે દિવસે ખૂબ ધામધૂમથી તે બાઈને તેના પિતાને ગામ લઈ જવામાં આવ્યાં. માર્ગમાં તેમના દર્શન માટે લોકોનાં ટોળાં ઊમટી પડયાં. પાછળથી ફંડફાળા ઉઘરાવી માતાજી માટે મઠ બાંધવામાં આવ્યો. માતાજીએ એ મઠમાં રહેવાનું શરૂ કર્યું. ભોળી ગ્રામ જનતા તેને ઇષ્ટ તરીકે માની પૂજવા લાગી.

પરંતુ ઝીજકાવાળી દેવુબાનું પોકળ બહાર પડયા બાદ આ 'માતાજી' તથા તેમના જેવાં બીજાઓનાં માન, પ્રતિષ્ઠા અને પ્રભુત્વ ઘટી ગયાં છે-એમ હમણાં હમણાં મારા જાણવામાં આવ્યું છે. મને એ પણ જાણવા મળ્યું છે કે જેની સાથે પરણવા માટે મૂળ વિવાહિત કન્યા પર ખોટા ભ્રમણાત્મક દૈવી મહિમાનું આરોપણ કરવામાં આવ્યું હતું તે પ્રેમિકાએ કૃત્રિમ સિંહણના વિધાતા શ્રી........નો ત્યાગ કર્યો છે. આ શ્રી....માં ગાંડપણનાં ચિહ્નો દેખાવા લાગ્યાં છે.

કુદરતનો એ અતૂટ નિયમ છે કે દુષ્કૃતિ દુઃખમાં જ પરિણમે છે.

એક નિર્દોષ નારીના જીવનને ધૂળમાં મેળવનાર શ્રી ..પણ આ નિયમનો ભંગ કરવાની સજામાંથી છટકી શકયા નથી.

ધર્મ, ત્યાગ, સાક્ષાત્કાર, અવતાર, ચમત્કાર આશીર્વાદ. વગેરે અંગેની ભ્રામક માન્યતાઓને કારણે જે જૂઠી શ્રદ્ધા તથા ધર્માંધતા જન્મે છે તેને દૃઢતાપૂર્વક નિર્મૂળ કરવાની હવે ખૂબ જ જરૂર છે. અવિશ્રાન્ત ધ્યેયનિષ્ઠ સત્યશોધકો માટે વિશ્વવિખ્યાત આપણા દેશ તેમજ આપણ સર્વ માટે આ કાર્ય જેટલું વહેલું અને ઝડપથી આપણે કરીએ તેટલું વધારે સારું છે.

# હોળીમાં હાહાકાર

સમસ્ત ભારતમાં વસંતોત્સવ હોળી ઉજવાય છે. હોળી વિશે જુદી જુદી આખ્યાયિકાઓ પ્રચલિત છે. હોળી સાથે ભાગભક્ત પ્રહ્લાદનું નામ પણ સંકળાયેલું છે.

એવી માન્યતા છે કે દાનવપતિ હિરણ્યકશિપુને હોલિકા નામની બેન હતી. તેના તપથી પ્રસન્ન થઈ દેવોએ તેની સમક્ષ ઉપસ્થિત થઈ વરદાન માગવાનું કહ્યું ત્યારે હોલિકાએ પોતે દાહમુક્ત થવાની ઇચ્છા પ્રગટ કરી, એમ કહેવાય છે. દેવોએ તે ઇચ્છા પ્રમાણેનું વરદાન આપ્યું પણ એવું જણાવ્યું કે જો તે કોઈને પોતાના ખોળામાં બેસાડે તો તેની દાહમુક્તપણાની શક્તિ સંપૂર્ણરીતે ખોળામાં બેઠેલી વ્યક્તિમાં પ્રવેશ કરશે. ઈશ્વર સાન્નિધ્ય હોવાથી અને પોતાની તપસિદ્ધિથી તે એટલી તો આનંદમાં આવી ગઈ કે તેણે આ વિશે શરત સાંભળી નહિ.

એમ કહેવાય છે કે એક સમયે નાસ્તિક રાજા હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રહ્લાદને પોતાની બેનના ખોળામાં બેસાડી તેને આગ ચાંપવાનો હુકમ કર્યો. તેનો

આજ્ઞાલંજક પણ પવિત્ર પુત્ર અગ્નિજ્વાળાઓમાં ખાખ થઈ જાય તેનો તેનો હેતુ હતો.

પ્રહ્લાદ ભક્તોના આનંદ અને રાજાના અતિદુઃખ વચ્ચે એ રાક્ષસી યોજના નિષ્ફળ ગઈ. જેવી હોલિકા પ્રહ્લાદને પોતાના ખોળામાં બેસાડી એ અપ્રગટ ચિતામાં બેઠી કે તરત જ તેની દાહમુક્તતા શક્તિ પ્રહ્લાદમાં ઊતરી ગઇ અને જ્યારે ચિતા સળગી ત્યારે તેની ધગધગતી જ્વાળાઓએ તેને તરત જ ભરખી લીધી. પ્રહ્લાદ સાજો સમો ઇજારહિત બહાર આવ્યો.

પવિત્ર પ્રહ્લાદનો તે અદ્‌ભુત છૂટકારો તેના ભક્તોએ ત્યાર પછી એકબીજા ઉપર અબીલ ગુલાલ છાંટી અને હોલિકાની પ્રતિમાઓ બાળી ઊજવ્યો તેમજ બીજા કેટલાક વિનોદાત્મક આનંદ અને ઠઠ્ઠામશ્કરીથી સદ્દગુણોનો દુર્ગુણો ઉપરનો વિજય સમારંભ કર્યો. ત્યારથી આ ઉત્સવ સમગ્ર દેશમાં દર વર્ષે ફાગણ માસની પૂર્ણિમાએ ઊજવવાનું શરૂ થયું.

આમ છતાં છેલ્લા સૈકાથી એ પવિત્ર અને સૂચક તહેવારની ઉજવણીની પ્રશંસનીય પ્રથાને ત્યજવામાં આવી છે. તેને બદલે ગંદી નિંદાજનક રીતિઓ દાખલ થઇ આજકાલ થોડાંઘણાં સુસંસ્કૃત કુટુંબો સિવાય ઘણા ખરા હિન્દુઓ હોળીનો તહેવાર નીચે જણાવેલી કઢંગી રીતે ઊજવે છે

અને પરિણામે એ તહેવાર નીચા સ્તરના શૂદ્રોના તહેવાર તરીકે મનાય છે.

ગામડાં તથા શહેરોમાં જુદા જુદા લત્તાઓમાં જુદા જુદા લોકો સામુદાયિક રીતે હોલિકાની હાસ્યજનક રાક્ષસી કદની પ્રતિમાઓ ઊભી કરે છે અને તેને, ચોરી લાવેલાં હાલતાં બારણાં, લાકડાના કટકા, છાણાં, કાગળ વગેરે વડે સળગાવી મૂકે છે, લોકોનાં ટોળાં બીજાનાં ઘરોમાં ઘૂસી જઈ ત્યાંના માણસો ઉપર રંગ છાંટી ભીંજવે છે; ગંદા ચીકણા રંગ અને કાદવથી તેમના ચહેરા ચીતરે છે; સાર્વજનિક સ્થળોએ સ્ત્રીપુરૂષો છૂટથી એકબીજા સાથે ગાળાગાળી કરે છે. આ બધી સામાન્ય બાબત બની ગઈ છે. છૂટી છવાઇ મોટર ગાડીઓને આગ ચાંપવાનું દૃશ્ય સાધારણ બનાવ ગણાય છે. હોળીનો ભોગ બનેલાઓને ગંદી ગટરોમાં ફેંકી દેનારા લોક પણ હોય છે. માણસોને કચકચાવીને બાંધીને દૂરના ઝાડની ડાળીઓ ઉપર ટાંગવાના દાખલા પણ ઓછા નથી. ઊંઘના માણસોને તેમના ખાટલાઓ સાથે જકડી બાંધી દૂરના રસ્તાઓ ઉપર મૂકી વાહન વ્યવહારને અટકાવવાના બનાવો પણ હોળીના દિવસોમાં બને છે. ઘાસની ગંજીઓ તથા અનાજનાં ખેતરો સળગાવ્યાનુ પણ સાંભળવા મળે છે.

બીજાના ભોગે વગર પૈસે આનંદ માણવા માટે આવી અને આવા પ્રકારની ઘણી વેર વાળવાની વૃત્તિઓ

તથા મૂર્ખાઇ ભરેલી મોજમજા હોળીના દિવસો દરમ્યાન જોવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં આવેલા જામનગરમાં વીસેક બ્રાહ્મણ તથા જૈન કૉલેજીઅનોએ આ વર્ષે એક વિશિષ્ટ રીતે હોળીનો તહેવાર ઊજવ્યાની આ રહી એક સત્ય ઘટના.

મોતી નિવાસ અને કૃષ્ણભુવન પાસે આવેલી ભીડ ભંજનની ખડકીનો એ લત્તો હતો. સને ૧૯૬૩ ની છઠ્ઠી માર્ચથી બારમી માર્ચ સુધી મારો મુકામ જામનગરમાં શેઠશ્રી પુષ્કરભાઇ નાગોરીને ત્યાં હતો. ભીડભંજનની ખડકીમાં થઇ બેડીબંદર તરફ દરરોજ સવારે ફરવા જવાનો મારો કાર્યક્રમ હતો.

૧૦ મી માર્ચની સવારે હું મારી ટેવ મુજબ ફરવા ગયો હતો. જ્યારે ભીડભંજનની ખડકી પાસે આવ્યો ત્યારે મેં પાંચ ફૂટ પહોળી અને ચાર ફૂટ ઊંચી હોળી પાસે વીસેક જુવાનીઆઓને જોયા. સમય સવારે સાડા પાંચનો હતો. કેટલાક કંઇક ગરમ પીણું પીતા હતા. કેટલાક તાપણુ કરતા હતા અને તેમાંના કેટલાક ઊંચી ચઢતી જ્વાળાઓ અને ઊડતા તણખાઓને નિહાળતા હતા. એ મંડળીમાં એક છોકરો પોતાના હાથમાં એક નાનું કુરકુરિયુ લઇ આમતેમ ફરતો હતો. એકાએક તે આગ તરફ ધસ્યો અને જોરથી તેણે કૂતરાના તે બચ્ચાને આગમાં ફેંક્યું. આ ક્રિયા તેણે એટલી ઝડપથી કરી કે કોઇ તેને રોકી શક્યું નહિ.

વચ્ચે મોટી બખોલવાળી ચારે તરફ ઊંચી જ્વાળાઓથી ભડકતી એ હોળીમાં એ હોમાયેલું કુરકુરિયું તરત જ ઉકળાટ પામ્યું હશે. ભડકા એટલા બધા ઊંચા હતા કે તે ન તો બહાર નીકળી શકયું કે ન તે કોઇ આછો અવાજ પણ કરી શકયું. ચારે તરફ બળતા માંસની ગંદી વાસ આવવા માંડી. થોડી ક્ષણ પછી એક ફટાક કરતો અવાજ સંભળાયો, "જુઓ, તેની ખોપરી ફાટી," એવી ક્રૂર યુવાનીઆઓએ ગર્જના કરી.

એક નાનો છોકરો આ દશ્ય નહિ જોઇ શકાયાથી રડી પડયો. તે સિવાયના બીજા બધા, જેમ હજારો મચ્છરો અને માંકડોને કોઇપણ જાતના દુઃખની સહેજ પણ લાગણી વગર આપણે મારી નાખીએ છીએ તેમ, આ કૃત્ય તરફ દુર્લક્ષ દાખવી રહ્યા.

સરકાર તરફથી પ્રતિવર્ષ ચેતવણી મળ્યા છતાં હિન્દુઓ હોળીની ઉજવણીથી લોકોને તથા માલ મિલ્કતને ઘણું જ નુકસાન કરે છે.

ધાર્મિક પ્રથાઓ તથા રીતરિવાજોને નામે જ્યારે લોકો નુકશાનકારક અને તિરસ્કૃત કાર્યોમાં આનંદ માને છે ત્યારે આપણી ઉચ્ચ સંસ્કૃતિ પરત્વે અન્ય પંથના અને પરરાષ્ટ્રના લોકોને અભાવ જ પેદા થાય ને !



## સાચી કૃતજ્ઞતા

ખરી જરૂર વખતે મળેલી મદદનું લાગણીયુક્ત સ્મરણ છેલ્લા શ્વાસ સુધી ટકાવી રાખનારાઓને જ મહાપુરુષો કૃતજ્ઞી તરીકે વર્ણવે છે.

સાચી કૃતજ્ઞતાની લાગણી ફક્ત મૌખિક કે શાબ્દિક પ્રદર્શનથી તેમજ પ્રાપ્ત થયેલી મદદ માટે ઔપચારિક આભારવિધિથી અટકતી નથી પરંતુ તેથી આગળ વધીને શક્ય હોય ત્યાં સુધી કોઈપણ પ્રકારના દંભ અથવા પૂર્વે મળેલી મદદની ગણતરી કર્યા સિવાય ઉદારતાથી સહજપણે તેનો બદલો વાળે છે.

સાચા કદરદાનીઓ, મળેલી મદદનું મૂલ્ય, કરજની જેમ પાછું વાળી તે મદદને ભૂલી જતા નથી, પરંતુ સમયસરની મદદ આખી જિંદગી સુધી સંપૂર્ણ રીતે પાછી વાળી શકાતી નથી એવી સાચી માન્યતાથી પોતાના મદદકર્તાએ કરેલા ઉપકારને સતત યાદ રાખે છે અને નૈતિક ફરજ સમજીને તેમની સેવા કરે છે.

એક સસ્કૃત શ્લોક ॥ નારિયેળના ઉદાહરણ દ્વારા ઉચ્ચ પ્રકારની આભાર વૃત્તિનો સુદર ખ્યાલ આપવામા આવ્યો છે

प्रथम वयसि पीतं तोयमल्पं स्मरन्त
शिरसि निहितभारा नारिकेला नराणाम् ।
ददति जलमनल्पं स्वादुमाजीवनान्तम्
नहि कृतमुपकार साधवो विस्मरन्ति ॥

આ શ્લોક જણાવે છે કે નારિયેળનુ ઝાડ પોતાના મૂળિયા વાટે માનવો પાસેથી ગ્રહણ કરેલા થોડા જળના બદલામા મદદની આભાર સ્મૃતિ રાખીને પોતાને શિરે ભારે વજનદાર નારિયેળનો બોજો ધારણ કરે છે અને માનવ જાતને વિપુલ મીઠુ પાણી તથા કોપરુ આપે છે તે જ પ્રમાણે સજ્જનો પણ મળેલી મદદને જીવનાન્ત સુધી ભૂલતા નથી

જીવનાન્ત સુધી સાચી કૃતજ્ઞતાની સાબિતી આપતી એક વ્યક્તિની સત્ય ઘટના આ રહી

અરવિંદકુમાર કલકત્તામા મેટ્રિકમા અભ્યાસ કરતો હતો ત્યારે અઢાર વર્ષની ઉમરે અનાથ થયો પોતાના સારી સ્થિતિવાળા માતપિતાનો તે એકલવાયો અકુર હતો પરતુ રોગ, દવાદારૂ અને ડૉક્ટરોએ તેમની બધી મિલકતને સાફ કરી આપ્યો અને તેઓ બને એક પછી

એક હૃદય અને ફેફસાંને રોગે હરિશરણુ થયાં. તેમના આ રીતના અચાનક મૃત્યુને કારણે તથા બીજી કોઇ મદદને અભાવે, આર્થિક અસહાયતાને લીધે અરવિંદ નિરાશ્રીન અને ગૃહહીન બન્યો.

તેની શાળાના આચાર્યશ્રીએ તેને રાત્રે શાળામાં સૂવાની પરવાનગી આપી હતી. ખોટી બાહ્ય આડંબરી વૃત્તિથી દૂર રહેનાર અરવિંદ સ્વાશ્રયની કિંમત જાણતો હતો. તેથી જ કોઇ સંસ્થાઓના બારણાં ઠોકવા અથવા શ્રીમંતો પાસે શિષ્યવૃત્તિ અથવા ઇતર આર્થિક સહાય માગવા તેને જવું પડયુ નહિ. પૈસા કમાઇ શિક્ષણુ પૂરું કરવા તેની ઇચ્છા હતી. આથી શાળા સમય બાદ કેટલાંક છૂટક કામો કરતો અને બદલામાં બે ટંક ભોજન અને છ રૂપિયા મેળવતો.

વિશેષ યોગ્યતા સાથે તેણે શાળાની પરીક્ષા પસાર કરી અને શીઘ્ર લઘુ લેખન, ટૂંક લેખન, નામું અને હિસાબી કામ શીખવા વાણિજ્ય મહાવિદ્યાલયમાં દાખલ થયો.

આ સમય દરમ્યાન એક દિવસ તે હુગલી નદીમાં સ્નાન કરતો હતો ત્યારે પગ લપસી જવાથી તે ઝડપી જળ પ્રવાહમાં તણાયો. ત્યાં બીજા ઘણા સ્નાન કરતા હતા. તેમાંના એક દવાની દૂકાનના માલિક શ્રી સુનીલબાબુએ તરવાની કળાથી અજ્ઞાન અરવિંદનેબ ચાવ્યો. દીનદુઃખિયાંના

સહાયાર્થી અને કીર્તિની એષણા સિવાય મદદ અને સેવા કરનારા ઉમદા માનવીઓની માફક સુનીલબાબુ, અરવિંદ હોશમાં આવવાની ખાતરી થયા પછી, તે સ્થાન છોડીને જતા રહ્યા.

સંસ્કારી અને કુળવાન અરવિન્દકુમારે ભાનમાં આવ્યો કે તરતજ તપાસ આદરી, અને પોતાના જીવનદાતાનું સરનામું મેળવી આભાર માનવા માટે તેમને ઘેર ગયો. શ્રી સુનીલબાબુ ઘેર જ હતા. તે અરવિંદને મળ્યા અને તેને કહ્યું, " ફક્ત ઇશ્વરજ બધાંને પાળી પોષી બચાવે છે; ફક્ત તેનો જ આભાર માનવાની જરૂર છે. "

શ્રી. સુનીલજીને અરવિંદ કોણ, ક્યાંનો હતો તે જાણવાની જરૂર જણાઈ નહિ. ભગવત્ શક્તિથી કોઈને મદદરૂપ થવાના પ્રાપ્ત થયેલા અવસરને, તેમજ તે કર્મને, વિશ્વના દિવ્ય સંચાલકોને સમર્પણ કરી તે સમર્પણની ભાવનાને પણ સાચા કર્મયોગીઓની જેમ, તેઓ આ આખી ઘટના સાથે ભૂલી જવા ઇચ્છતા હતા.

અઢી વર્ષમાં અરવિંદકુમાર વેપારી વિષયોમાં પારંગત થયો અને ત્રણ પેઢીઓમાં તેણે અર્ધ સમય મુદ્રાલેખન અને કારકુનની નોકરી મેળવી. આ રીતે ત્રણ વર્ષ સુધી કામ કરી તેણે જરૂરી અનુભવ મેળવ્યો. પછી તે એક આગળ પડતી વેપારી સંસ્થામાં સ્ટેનોગ્રાફર તથા

હિસાબનીસ તરીકે નોકરીએ રહ્યો. તેની બુદ્ધિમત્તા, કૌશલ્ય અને ખંતથી તેના માલિકો પ્રસન્ન થયા અને પાંચ વર્ષની સેવા પછી તેને જવાબદારી ભર્યા સ્થાને બઢતી આપવામાં આવી. તેનો પગાર માસિક રૂા. ૩૫૦)નો કરી આપ્યો. એ હોદ્દા ઉપર તે પાંચ વર્ષ રહ્યો.

અરવિંદબાબુએ કડવા દિવસો જોયેલા હોવાથી તેઓ દ્રવ્યની કિંમત સારી રીતે જાણતા હતા. આથી તેઓ દર મહિને બસો રૂપિયા સલામતી ભર્યા સારી આવક આપતા શેરોમા રોકતા. જ્યારે ભાગ્યદેવી પોતાના માનીતાઓ ઉપર કૃપા-વર્ષા કરે છે ત્યારે ચારે બાજુએથી તેમને ઢગલાબંધ લાભ આપે છે. આમ શ્રી અરવિંદબાબુને પાંચ આંકડાની ડર્બીની લોટરી પાકી, રૂપિયા સાત હજારનો વારસો મળ્યો અને શાળાજીવન દરમ્યાન બજાવેલી વિશેષ સેવાઓના બદલામાં તેમના તે સમયના માલિક તરફથી એક ઘર મળ્યું. તેમનાં જુદાં જુદાં રોકાણો પણ તેમને સારું વળતર આપતાં. આથી હવે તેમને નોકરીની જરૂર ન લાગતાં તેમણે નોકરી છોડી દીધી અને શેરના ધંધામાં પડ્યા. તેઓ ગરજુ વિદ્યાર્થીઓને કર્મચારીઓ તરીકે નોકરીએ રાખી તેમનું શિક્ષણ આગળ ચાલુ રાખવામાં મદદ કરતા.

ડર્બી લોટરી પાકી કે તરત જ તેની અડધી રકમ તેમણે અનામી રીતે સુનીલબાબુને મોકલી દીધી.

શ્રી. સુનીલબાબુને આ ગુપ્ત ભેટ એક આનંદી આશ્ચર્યરૂપ લાગી. આવી રીતે મદદ કરનારનો તેમને પત્તો લાગ્યો નહિ.

પેલા જીવન બચાવના બનાવ પછી શ્રી સુનીલબાબુ અને અરવિંદ ફરી મળ્યા ન હતા. વળી સુનીલબાબુ બાર વર્ષ પહેલાં કોઈની જિંદગી બચાવવાની ઘટના તદ્દન ભૂલીજ ગયા હતા. હૃદય અને ફેફસાંની આનુવંશિક નબળાઈએ અરવિંદબાબુના શરીરમાં મૂળ નાખવાની શરૂઆત કરી હોવાથી તબીબોએ તેમને અવિવાહિત જીવન વ્યતીત કરવા સલાહ આપી હોવાથી તેઓ કુંવારાજ રહ્યા હતા.

આ દુનિયામાં આપણે જીવન પ્રવૃત્તિઓનાં બધાં પાસાંઓમાં એક પછી એક આવતા વિધવિધ ફેરફારો પ્રવર્તતા જોઈએ છીએ. ખરેખર આમ એક કહેવતનું પુનરાવર્તન થાય છે કે, "કુદરતની જીવનક્રમ નાવિન્ય માટે માર્ગ મોકળો કરે છે." આમ સૃષ્ટિના આ કાયદા પ્રમાણે શ્રી સુનીલબાબુના સુખીજીવન પ્રકાશરૂપી સૂર્યનો અસ્તાચલમાં પ્રવેશ થતો હતો. સંકટોની પરંપરાએ તેમને ઘેરવા માંડયા. વેપારમાં મંદી આવી. માંદગીએ દરેક જણની એક પછી એક ખબર લીધી. સૌથી મોટા પુત્રને એક પ્રગતિના સ્થાનેથી જાકારો આપવામાં આવ્યો. એક પુત્રી વિધવા થઈ. દેવાના ડુંગર થયા. લહેણદારોએ દેવાની પતાવટ સારૂ દબાણ કરવાં શરૂ કર્યાં, અને

જ્યારે અદાલતમાંથી તેમની મિલ્કત ઉપર જપ્તીનો હુકમ આવ્યો ત્યારે અનિલ ટકો પડ્યો તેમની સ્થિતિ ઘણીજ યાજનક બની ગઇ

શ્રીયુત્ અરવિંદબાબુએ પોતાના જીવનદાતા મુરબ્બીની ઘેરી આર્થિક અડચણ પિછાનીને આલબ્ધુ જીવનને જોખમમા મૂકી પોતાને બચાવનાર સુનીલબાબુને આ સંકટોમાંથી તારવા તેમનાથી બને તેટલુ કરી, આવે પ્રસંગે મદદે જવાનો કર્તવ્યનો વારો આવ્યો હતો અરવિંદબાબુને સુનીલબાબુની પરિસ્થિતિની જાણ થઇ તેજ રાત્રીએ પોતાની સાથે રૂ પચીશ હજાર લીધા અને ગમે તેમ કરી સુનીલબાબુના ઘરમા નજરે પડે એવા સ્થળે તે રકમ મૂકી, પોતે નજરે પડ્યા વગર બહાર નીકળી ગયા

બીજે દિવસે જ્યારે સુનીલબાબુ જાગ્યા અને પોતાની મુશ્કેલીઓનો વિચાર કરતા હતા ત્યારે તેમની નજર અચાનક ગુલાબના ફૂલોથી ઢાંકેલા એક નાના પાકીટ ઉપર પડી ઉઘાડીને જોયુ તો એના સો સો રૂપિયાની અઢીસો નોટો હતી અને સાથે વળી એક ચિઠ્ઠી હતી તે ચિઠ્ઠીમા લખ્યુ હતુ કે, “આપને આ સોંપવા માટે મને ઇશ્વરી આદેશ થયો છે કોઇપણ પ્રકારના તર્કવિતર્ક કર્યા વગર કૃપા કરી સ્વીકાર કરજો લિ ‘સેવક’”

સુનીલજીએ પોતાની પત્નીને બોલાવી એ નનામી ચિઠ્ઠી તથા રોકડ રકમ બતાવી. તેઓ બંને ત્યાં આગળ ઘૂંટણીએ પડયાં અને દીન દુઃખિયાંના સંકટહર્તાને પોતાની હૃદયપૂર્વકની આભારની લાગણીથી પ્રાર્થના કરી. આ મદદને દુઃખી દિવસો રૂપી રણમાં આવેલ રણદ્વીપ માની સુનીલજીએ જપ્તી હુકમ પાછો ફેરવાવ્યો, પોતાનું દેવું પતાવ્યું અને પોતાના દહેણદારોની શુભેચ્છા પાછી પ્રાપ્ત કરી. તેઓ જ્યારે નવીન દિશામાં ધંધો શરૂ કરવાની તૈયારીમાં હતા તે સમયમાંજ અચાનક સખ્ત માંદગીમાં સપડાયા અને મગજબંધીના રોગથી અવસાન પામ્યા.

સુનીલબાબુની માંદગી દરમ્યાન અરવિંદબાબુ ગુપ્ત રીતે પોતાનાથી બનતી સેવા તેમને આપતા હતા. સુનીલજી મૃત્યુ પામશે તેમ તેમને લાગ્યું નહોતું. તેમની ઉત્તરક્રિયામાં પણ તેમણે ભાગ લીધો અને ઊંડા શોકમાં ડૂબી ગયા.

શ્રાદ્ધ વગેરે ધાર્મિક ક્રિયાઓ પતી ગયા પછી શ્રી. અરવિંદકુમારે શ્રી. સુનીલજીનાં પત્ની તથા મોટાપુત્ર સમક્ષ હાજર થઇ કહ્યું કે પોતે શ્રી. સુનીલજીના રૂ. ૩૦,૦૦૦ના દેવાદાર છે અને તે રકમ હપ્તાબંધીથી પૂરી કરશે. ત્યાર પછી તેમણે તેમને પૈસા આપ્યા તથા તેમના કુટુંબની બાબતોમા પ્રેમાળપણે રસ લઇને

કે સુનીલબાબુના કુટુંબને સુખી રાખ્યું. વખત જતાં પોતે સ્વેચ્છાપૂર્વક લાદી લીધેલા દેવાની પતાવટથી સુનીલબાબુની બે પુત્રીઓનાં તથા એક પુત્રનાં લગ્ન થઇ શક્યાં. અરવિંદકુમારે સુનીલબાબુના મોટા પુત્રને શેરના ધંધામાં લગાડી દીધા.

શ્રી અરવિંદજીએ સુનીલ-કુટુંબની એકનિષ્ઠપણે સેવા કરી અને બેતાલીસ વર્ષની વયે કેન્સરના કેન્સરથી, આ જગતમાં સદ્‌હેતુપૂર્વક જીવી તેમજ સક્રિય સેવા અર્પી, મરણ પામ્યા

પોતાના છેવટના વસિયતનામામાં શ્રી. અરવિંદજીએ સુનીલ-કુટુંબની બધી વ્યક્તિઓનાં નામો પોતાના મુખ્ખી સહાયકર્તાઓ તરીકે લખ્યા

આ હાસ્ય શોક ભરી દુનિયામાં દુંદુભિનાદ વગર ઘણા મહાન આત્માઓ પધારે છે અને પોતે સક્રિય સેવા બજાવી અણજાણ દશામાંજ વિદાય લે છે. નિઃશંકપણે શ્રી અરવિંદજી એક એવા જ આત્મા હતા



# મહિલા – પુકાર

છેલ્લાં હજાર વર્ષના ગાળામાં હિન્દુ સમાજમાં સ્ત્રીઓ તરફ જે (ગમે તેવું) વર્તન બનાવાયું હોય તે બાજુએ રાખીએ તો પણ મોગલ રાજ્યના શાસનકાળથી તો તેમના તરફ સમાજે ઘણુંજ કઠોર વર્તન રાખ્યું છે અને ખાસ કરીને તો તેઓ જાણે વિષય તૃપ્તિનું સાધન માત્ર હોય તે રીતેજ તેમને સત્કારવામાં આવે છે.

ડૉ કર્વેના આગમન બાદ સ્ત્રી શિક્ષણની દિશામા ચ્નુત્ય પ્રગતિ સધાઈ ગ્રી છે

પુત્ર જન્મ પ્રસગે મીઠાઈ વહેંચી વધાઈ ખવાય છે, જ્યારે કન્યાનો જન્મ થાય છે ત્યારે તિરસ્કારથી મો મચકોડાય છે સ્ત્રીઓ તરફનુ આવુ અન્યાયી વલણ તેમના જન્મ સાથેજ ચાલુ થાય છે

પુરુષ જન્મનો વિશિષ્ટતાનો હક્ક સિદ્ધ કરવા પુરુષોએ પોતાને માટે છૂટછાટવાળા અને સ્ત્રીઓ માટે કડક અકુશો મૂકનારા વસ્ના નિયમો ઘડયા છે

સ્ત્રીઓ તરફ તિરસ્કાર અને શકાની નજરે જોવામા આવે છે તેમને માર મારવામા આવે છે તેમની પાસેથી સખ્ત હાથે કામ લેવાય છે તેમનો અભિપ્રાય તેમના પતિના અવાજને સપૂર્ણ રીતે મળતો હોવો જોઈએ એમ મનાય છે તેમના પતિના કાર્યોમા જ તેમનો આનદ મનાવો જોઈએ વિવાથી ગૃ ડાઓ શિકારી કૂતરાઓની માફક આ સ્ત્રીઓની પાછળ ભમ્યા કરે છે એકાતવાસ એ તો સ્ત્રીઓનુ સતત ભયસ્થાન મનાય છે સ્ત્રીની એક વગર વિચારી ભૂલ અથવા તેની પવિત્રતા ઉપર મુકાયેલો એક ખોટો આક્ષેપ તેના સસાર, આકાક્ષા અને સુખને ધૂળ ભેગા કરવા પૂરતો છે, કટકોથીજ છવાયલુ તેમનુ જીવન નિસહાય છે અને આ બધી મુસ્કેલીઓમાથી પગ આ પૃથ્વી અને પૃથ્વી

ના જીવનોને વધુ સુંદર અને ચેતનવંતં બનાવનારી સરળ, અને ઉમદા માતાઓ કુદરતની કૃપાથી વિજયવંત બની પોતાનો માર્ગ કરી લે છે.

પોતાની પવિત્રતા માટે અગ્નિશુદ્ધિને વરેલી મહાન સીતાનો નિર્દય રીતે ત્યાગ કરનાર રામનો દાખલો સ્ત્રીઓ ભલે અંગત બનાવ તરીકે જતો કરે અને લક્ષ ઉપર ન લાવે; પણ સમજુ સ્ત્રીઓ આદ્ય શંકરાચાર્ય, રામકૃષ્ણ પરમહંસ, તુલસીદાસ, કબીર અને એવા બીજા જે મહાન પુરુષોએ પોતાની સાહિત્ય કૃતિઓમાં સ્ત્રી માત્રને નરક અને બંધનના કારણ તરીકે વર્ણવી હલકી પાડી છે, તેમના તરફ તેટલા પૂરતો આંતરિક અભાવ સેવશે, કારણ તેમને આ કંઇક અન્યાય જનક અને વેદનાકારક લાગે છે. સ્ત્રીઓને આ રીતે દુષ્ટવૃત્તિવાળી વર્ણવી કલંકિત કરવાને બદલે જે વૃત્તિને તેઓ તિરસ્કારે છે તે વાસનાવૃત્તિને તેમણે નિંદી હોત અને તે માટે 'સ્ત્રી' ને બદલે 'વાસના' શબ્દનો ઉપયોગ કર્યો હોત તો યોગ્ય થાત એમ લાગે છે. એ વિષય વાસનાથીજ ખરી રીતે તો દૂર રહેવા જેવું છે.

સ્ત્રી આપણા સર્વની જન્મદાત્રી છે, અને તેથી આપણા રોજબરોજના સાંસારિક તેમજ આધ્યાત્મિક જીવનમાં તેઓ અસરકારક અને પૂરક ભાગ ભજવે છે તે હકીકત આપણે વિના દલીલ કબૂલ કરવી જ પડશે. ઉપર નિર્દેશેલા મહાન સંતોએ પોતાની માતા અથવા પત્ની

અનુભવથી માણસ શીખે છે કે મનોગત દુઃખની લાગણીઓને જો ઈષ્ટવ્યક્તિઓ પાસે ખુલ્લી કરવામાં આવે તો હૃદયનો ભાર હળવો થાય છે. બીજી રીતે કહીએ તો સહાનુભૂતિ દર્શાવનારને જો કંટાળાજનક માનસિક દુઃખની વિગત કહેવામાં આવે તો તે દુઃખ ઘટી જાય છે. આ મનોવૈજ્ઞાનિક સત્યને જાણે સાકાર કરી સાબિત કરતી હોય તેમ તે દેખાતી ભિખારણ મારી પાસે આવી અને મારી નિકટ જમીન ઉપર બેસી, દુઃખથી ફૂલેલી પોતાની આંખમાં આંસુ લાવી, સમાજે તેના ઉપર લાદેલા દુઃખની કથની કહેવાનું તેણે શરૂ કર્યું.

તેણે કહ્યું, "નાની સરખી દુકાન ધરાવતા એક બ્રાહ્મણ પિતાની હું એકની એક દીકરી છું. મારું નામ ધર્મિષ્ઠા છે. વર્ષો પહેલાં મારું લગ્ન ઈમારતી લાકડાના એક ધીકતા ધંધાવાળા વેપારીના એક સુપુત્ર સાથે કરવામાં આવ્યું હતું. મારું સાંસારિક જીવન સુખસગવડવાળું હતું. થોડાં વર્ષ એ રીતે વીતી ગયાં. એ કુટુંબની એક વ્યક્તિની દુષ્ટ ઈચ્છાને તાબે નહિ થતાં તેની ગંદી યોજનાથી મારી બાજી ઊંધી વળી ગઈ. તેણે મારા ઉપર ચારિત્ર્યહીનતાનો આક્ષેપ મૂક્યો અને તે બનાવટી વાત મારા પતિને કહી. ગમે તે કારણે મારા પતિ ઉપર એની ખાત્રીદાયી અસર થઈ અને તે મારા પર ગુસ્સે થયા. ત્યારથી તે મારા તરફ તિરસ્કાર અને શંકાની નજરે જોવા લાગ્યા. આ વાત મારાં માતા પિતાને જણાવવામાં આવી.

મારા પૂજ્ય પિતાએ જમાઈને ખાવી લોકવાયકા ઉપર આધાર ન રાખતા મારી વર્તણૂક માટે વ્યક્તિગત તપાસ કરવા કહ્યુ ત્યાર પછી થોડે દિવસે મારા માતાપિતા મારી પાસે આવ્યા અને સીધે સીધુ મારે વિષે સાંભળેલી હકીકત વિષે પૂછ્યુ મે સચ્ચાઈપૂર્વક મારા પતિના આરોપને નકારી કાઢયો મારા પતિના જ નિકટના સગાની ગંદી મુરાદો બાબત કંઈ કહેવુ યોગ્ય ન લાગવાથી મે કંઈ કહ્યુ નહિ, મને લાગ્યુ કે આ વાત વખતે મારા ભવિષ્યના સામાજિક સુખની આડે આવશે મારા માતા-પિતાએ મને ધીમો ઠપકો આપ્યો અને શકામુક્ત વર્તન કરવા કહ્યુ થોડા અઠવાડિયા પછીથી એક દિવસે મારા પતિએ મારા ઉપર ચોખ્ખી રીતે ખુલ્લો આરોપ મૂકયો કે હુ ચારિત્ર્યભ્રષ્ટ છુ તેમણે મને અવિચારી તેમજ અન્યાયી રીતે ઘર બહાર કાઢી મૂકી મારા ચારિત્ર્ય સબધમા સપૂર્ણ તપાસ કરવાની મારી બધી વિનતિ પૂર્વકની માગણીને ઠોકરે મારવામા આવી અને મારા પતિ સપૂર્ણ રીતે લાગણીશૂન્ય બની અક્કડ રહ્યા જો મને ફક્ત જાકારો જ આપ્યો હોત તો હુ ત્યાને ત્યા રહી હોત, પણ મને ઘર બહાર હડસેલી મૂકી અને બહાર કાઢી મુકાતી જોવા માટે ઘણા પાડોશીઓ ભેગા થયા તેમની જીભ તેમના મોઢામા સિવાઈ રહી તેઓ પ્રખ્યાત કુભકર્ણની માફક તટસ્થ રહ્યા ફરક એટલો જ કે રામ-રાવણના યુદ્ધમા કુભકર્ણ લડાઈના સ્થળથી દૂર ઘોર નિદ્રામા પડી ગયો જ્યારે આ પાડોશીઓ બધુ નાટક

નજીકમાં રહીને નિહાળી રહ્યા હતા. કદાચ મારા પતિની દ્રષ્ટિથી હું કલંકિત હતી તેથી તેમને મારો પક્ષ લેવાનું વાંધાભર્યું લાગ્યું હોય. અધઃપાતની દુઃખદાયક ભાવનાથી મેં એ ભરચક રસ્તો છોડયો. ભીષ્મ જેવા મહાન વિદ્વાનોની બનેલી કૌરવસભા નિઃસહાય, નિર્દોષ દ્રૌપદી ઉપર ગુજારેલો જુલમ મૌન સેવી જોઈ રહી હતી. આ મૂગાં ટોળાં મને એ મૂંગી સભા જેવાં લાગ્યાં.

પૂરતું અંધારૂં થઈ ગયું હતું અને મારા રાત વાસાનો કોઇપણ જાતનો વિચાર કર્યા સિવાય હું આગળ વધે જતી હતી. હું લગભગ બે માઇલ ચાલી હોઈશ. પછી આરામ લેવાની ઈચ્છાથી તેમ જ હવે શું કરવું તે ો વિચાર કરવા રસ્તે આવેલી એક પાટલી ઉપર બેઠી. મારા સાસરા અને પિયરના ગામ વચ્ચે અંતર તો બહુ ન હતું પણ મારે માથે દ્વેષપૂર્વક લાદેલા કલંકને લઈને હું મારાં માતાપિતા પાસે જવા મારા મનને મનાવી ન શકી. આખરે થોડોક સમય ભરતગૂંથણ અને સીવણ શીખવનાર કંચનદેવીને ત્યાં જવાનો મેં નિર્ણય કર્યો. હું સ્ટેશને ગઈ. અર્ધા કલાકમાં એક ગાડી આવવાની હતી. તેમને ત્યાં જવા મારી પાસેના પૈસામાંથી મેં ટિકિટ ખરીદી. ગાડી આવી. હું ગાડીમાં બેઠી અને કંચનદેવીને ગામે ત્રીજે સ્ટેશને ઉતરી પડી. કંચનદેવીનું ઘર મારું જોયેલું હતું, ત્યાં પહોંચતાં બહુ સમય ન લાગ્યો. આધેડ વયનાં કંચનદેવીએ આનંદ અને આશ્ચર્ય-

ચુક્તા દેખાવથી મને આવકાર આપ્યો. પતિના ઘરમાંથી કેવી રીતે મને જાકારો મળ્યો તે બધું મેં તેમને કહ્યું અને મને તેમને ઘેર આશરો આપવા વિનંતિ કરી. તેમણે મને પંપાળી અને દિલાસો આપ્યો. તે દિવસે તેમને ત્યાં મધ્યમ ઉંમરનાં મુંબઈનાં એક બહેન પરોણા તરીકે આવ્યાં હતાં. તેમનું નામ કામિનીદેવી હતું. થોડા દિવસ પછી કંચનદેવીએ મને કામિનીદેવી સાથે મુંબઈ જઈ તેમને ત્યાં ચાલતા સીવણ વર્ગોમાં તેમની નોકરીમાં રહી મદદ કરવા સલાહ આપી. હું કબૂલ થઈ અને અમે બન્ને ઊપડયાં. કંચનદેવીએ મને ટિકીટ કઢાવી આપી અને રોકડ રૂપિયા પચાસ આપી અમને વિદાય કર્યાં. મેં માનસિક રીતે મારી ભવિષ્યની કમાણીમાંથી તેના પૈસા પાછા આપવાનો સંકલ્પ કર્યો. અમે મુંબઈ પહોંચ્યાં.

કામિનીદેવીનું ઘર સુઘડ હતું અને તે એકલાં રહેતાં હોય તેમ લાગ્યું. મારા માનસિક ભારને હળવો કરવા તે મને શહેરનાં કેટલાંક જોવા લાયક સ્થળો બતાવવા લઈ ગયાં. એક શુક્રવારે સાંજરે ત્રણ યુવતીઓ કામિનીદેવીને મળવા આવી. તેઓ કૉલેજમાં બી. એ. માં ભણતી બહેનો હતી એ રીતે મારી સાથે તેમનો પરિચય કરાવ્યો અને પછી સ્થળ ફેર કરવા સારૂ થોડાક દિવસ તે કન્યાઓ સાથે રહેવા જવાનું મને કહ્યું. મેં હા પાડી. કામિનીદેવીએ મને કેટલાંક નવાં કપડાંની આપેલી જોડ

સાથે લઇ તે છોકરીઓ સાથે ટેકસીમાં બેસી તેમને ઘેર રહેવા ગઈ. ત્યાં આગળ બીજી બે વીસ વર્ષની અંદરની યુવતીઓ અને એક વૃદ્ધા હતાં. ઘરનો દરેક ઓરડો બે બિછાનાથી સુસજ્જ હતો. પરદેશી આકૃતિવાળાં શૃંગારિક મુદ્રાઓવાળાં નગ્ન ચિત્રોથી બધીજ દિવાલો શણગારેલી હતી. આ જોઈને હું ચમકી. ચોપડીઓના ઘોડાઓ જુદી જુદી ભાષામાં લખાયલાં કામશાસ્ત્રનાં પુસ્તકોથી ભરેલા હતા. એ પણ એક અજાયબી લાગી કે તે ઘરમાં રસોડું નહોતું. ઘરનું સમગ્ર વાતાવરણ ગમગીન અને છળકપટ યુક્ત હતુ. મારો ચહેરો ભયથી પડવા માંડયો. એટલામાં બે સ્ત્રીઓ મારી પાસે આવી અને મારા વાળ થાબડી કહેવા માંડી કે મારૂં સદ્ભાગ્ય છે કે શહેરના ઉત્તમોત્તમ વેશ્યાગૃહમાં મને પ્રવેશ મળ્યો છે. આથી મારે ખુશ થવું જોઇએ. તેઓએ મને એમ પણ કહ્યું કે પહેલાં તો મારી માફક તેમને પણ આ સ્થળ નહોતું ગમતું પણ થોડાક સમયમાં તેમની માફક હું પણ આ બધાથી ટેવાઈ જઇશ. તેમની આ બધી વાતો મને કંઈ સમજાઇ નહિ. મોડી સાંજરે પેલી યુવતીઓ પેલી વૃદ્ધ બાઇ પાસે મને મૂકીને જતી રહી. ઘણા પુરૂષ મુલાકાતીઓ તે ઘેર આવતા પણ બધા એકલાજ આવતા અને થોડાક સમય રોકાઇને જલદીથી પાછા ફરતા. દરેક વસ્તુ મને અસાધારણ લાગી. થોડાક સમય પછી મુસલમાન જેવો દેખાતો એક માણસ અડધા ડઝન જેટલાં વાસણોમાં ખાવાનાં ભાણાં લાવ્યો. મેં જમવાની ના પાડી, પરંતુ

તે માણસ આપણા જેવો બ્રાહ્મણ જ છે એમ પેલી વૃદ્ધ સ્ત્રીએ કહી મારી શંકાનું નિવારણ કર્યું. અમે બધાં જમ્યાં અને પેલી વૃદ્ધ સ્ત્રી સાથે હું સૂવા ગઇ.

મારી બેચેનીની ભાવના છૂપાવીને બીજે દિવસે સવારે મેં પેલી વૃદ્ધ બાઈ અને બીજાંઓને મને કામિની દેવીને ઘેર પાછી લઇ જવા વિનંતિ કરી. તેમણે મને જણાવ્યું કે કામિનીદેવી તો ઊઠી ગયાં છે અને બીજા છ માસ સુધી તેમના પાછા ફરવાની શકયતા નહોતી. આ સમાચારે મારી કેડો ભાંગી નાખી અને મારી બીકમાં વધારો કર્યો. આ સ્થિતિમાં તેઓ કોણ છે શું ધંધો કરે છે અને મને શું કરવા માગે છે તેની ચોખવટ કરવા મેં તેમને જણાવ્યું. પેલી વૃદ્ધ સ્ત્રીએ સ્પષ્ટ જવાબ આપ્યો કે પેલાં બધાંએ મને પાંત્રીસ સો રૂપિયામાં ખરીદી હતી અને તેઓ શ્રીમંત પુરુષોને આંતરે આંતરે મારી પાસે મોકલી તે દ્વારા ધન કમાશે. મને ઉચ્ચ પ્રકારનું જીવન અને સારા વેતન માટેનું વચન આપવામાં આવ્યું. આ વાતથી મારા મન અને હૃદય ઉપર કેવો આઘાત લાગ્યો હશે તે તો હું આપની કલ્પના પરજ છોડું છું. મારા ધમપછાડા અને વિરોધની તેમના પર કશી અસર ન થઇ. મારા જેવી અનિચ્છા દર્શાવતી સ્ત્રીઓને ઠેકાણે લાવવામાં તેઓ ઘણી કુશળ હોય તેમ જણાતું હતું. બધી છોકરીઓએ એવા જોરથી મને પકડી રાખી કે મારા છૂટકારાના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા.

મુખમાં પહોંચી જવા પ્રયત્ન કર્યો. તરતજ ઉલટીઓ શરૂ થઈ અને તેના ઉપર ઉતારનું ઓસડ આપવામાં આવ્યું. આ રીતે મારો પ્રયત્ન નિષ્ફળ ગયો. થોડાક બીજા દિવસ કશો પણ બનાવ બન્યા વગર પસાર થયા. મારા મનમાં જે એક વિચાર આગળ પડતો આવ્યા કરતો હતો તે એ હતો કે બનતી ત્વરાએ આ ગૂંચવણ ભરેલી ઐહિક સૃષ્ટિમાંથી મૃત્યુ દ્વારા અલોપ થઇ જવું. જ્યારે લોકો જીવવા માટે પ્રયાસ કરતા હોય છે ત્યારે હું ઇરાદાપૂર્વક મરણ માટે તરફડીઆ મારતી હતી. એક દિવસ ખાટલા નજીકના ટેબલ ઉપર ઊંઘની ત્રેવીસ ટીકડીઓ ભરેલી બાટલી જોવામાં આવી. એક સામટી જ હું તે બધી ગોળીઓ ગળી ગઇ. તે વખતે પણ મને તરત જ ઉલટીઓ થવા લાગી અને એ ઘરના માણસોએ તરત જ નજદિકના એક ચિકિત્સકને બોલાવ્યા. તેમણે મને ઝેરની અસર નાબુદ કરતાં અસરકારક ઇન્જેક્શનો આપ્યાં. હું કલાકો સુધી અર્ધ મૂર્છિત અવસ્થામાં રહી અને ફરી પાછી સાજી થઇ. મને સખત નશિયત કરવામાં આવી અને એ જ ધંધામાં કામ કરતાં બીજા કોઇ જંગલી માણસોને વેચી દેવામાં આવશે એવી મને તીવ્ર ધમકી આપવામાં આવી.

આ દુઃખપૂર્ણ દુનિયાનો ત્યાગ કરવાનો મારો ત્રીજો પ્રયત્ન પણ નિષ્ફળ જતાં મને મનમાં એમ લાગવા માંડયું કે આપણે આ જગતમાં પૂર્વજન્મનાં ઋણો અદા કરવા અને પૂર્વ લહેણાં વસુલ કરવા માટે આવીએ છીએ

અને તેમાંથી છૂટી શકાય તેમ નથી. તે ઉપરાંત મને એમ પણ લાગ્યું કે આ અમૂલ્ય જીવનનો એક વિશિષ્ટ હેતુ છે અને તેથી તેને વચમાંથી જ કાપી નાંખવું એ ઘણું જ પાપમય ગણાશે.

દિવસ જતાં મારા ઉપર જે હલકું કાર્ય કુશળતા-પૂર્વક લાદવામાં આવ્યું તેને હું વશ થઇ અને એ રીતે પેલા બદનામી ઘરમાં મેં ચાર માસ ગાળ્યા. જીવનના વિવિધ વ્યવસાયમાં કામ કરતા સંખ્યાબંધ પુરુષો મારી પાસે આવતા અને ધનને ખાતર તેમની જાતીય વાસના સંતોષવી પડતી. મારા શરીર સૌંદર્યનો ઉપભોગ કરવા આવનારાઓમાં એક સીંધ્રી ગૃહસ્થ હતા. તે મારામાં વિશેષ રસ લેવા લાગ્યો. અમે બન્ને વધારે નીકટ સંબંધમાં આવ્યાં અને એક શુભ દિવસે તે મને બહાર લઇ ગયો અને અમે કલકત્તા નાસી ગયાં. પહેલાં એણે મને એક વિધવાશ્રમમાં દાખલ કરાવી આપવાનું વચન આપ્યું હતું. એ હરામખોરે મને કાંચનદેવીની માફક બેવડી રમત રમી બે હજાર રૂપિયામાં એક ચીની વેશ્યાગૃહમાં વેચી. એક માસ સુધી મારા ઉપર વેશ્યાવૃત્તિ લદાયેલી રહી. ઇશ્વરકૃપાથી મેં એ શરમભર્યા સદનનો ત્યાગ કરવાની વ્યવસ્થા કરી અને મારા પાપમય ભૂતકાળમાંથી મારા દેહને અને મનને ગંગાસ્નાન અને ભગવદ્ભક્તિ દ્વારા પવિત્ર કરવા હું બનારસ ગઇ.

ત્યાર પછીથી આશ્રય અને નોકરીની શોધમાં હું ગામેગામ ફરી. મારે માટે ઘણાં દ્વાર રાજીખુશીથી ખુલ્લાં જતાં, પરંતુ તે ફક્ત મારા આકર્ષક રૂપને કારણે. વિધવિધ સાધનોવાળા વૃદ્ધો અને યુવકો મને મદદ કરી આશરો આપવા આગળ આવ્યા પરંતુ તેમની માગણીઓ પણ વિષય વાસનાની ઇચ્છાઓથી રહિત નહોતી. હું જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં આતુર નયનોનો હું શિકાર બનતી. કોઇપણ સ્થળે મને શાન્તિથી સૂવા કે બેસવા દેવામાં આવતી નહિ. ઘણી વખત તો મારે ગુંડાઓના અસહ્ય આક્રમણોને દૂર રાખવા પોલીસની મદદ લેવી પડતી. મારી કારમી પીડા તો એ હતી કે ઘણા ખરા સીપાઇઓ અને નાના અધિકારીઓ મારી મદદે આવતા તે પણ ફક્ત દુઃખ ઉપર ડામ દેતા પ્રશ્નો પૂછવા અને તેમની કલંકિત માગણીઓ વડે મને કૂખે ચૂટીઓ ખણવા

હું જ્યાં જ્યાં ગઇ ત્યાં ત્યાં આવી ઘૃણાસ્પદ વર્તણુંકનો ભોગ બન્યા છતાં મને હંમેશાં એમ લાગ્યું છે અને લાગે છે કે આ ઇશ્વર નિર્મિત જગત હજુ પણ સદાચારી લોકોથી પૂર્ણપણે વંચિત બન્યું નથી. પરંતુ તેમને ખોળી કાઢી તેમની છત્રછાયા નીચે સેવાવૃત્તિથી આપણી પવિત્રતામાં વૃદ્ધિ કરવી તે મારા નસીબમાં નહિ હોય તેમ લાગ્યા કર્યું છે. પરિણામે હજુ સુધી મને તેમની સાથે રહી સેવા કરવા અને મારા જીવનને પવિત્ર કરવાની તક મળી નથી

આખરે હું ગુજરાતના એક શહેરમાં પહોંચી અને ત્યાં અજ્ઞાત ક્ષેત્રોમાં કીર્તિ અને માનને વરેલી એક મહિલા કલ્યાણ સંસ્થામાં મને સહેલાઇથી પ્રવેશ મળ્યો. સંસ્થાના ભંડોળમાં વધારો કરવા અને પોતાને સારૂ આનંદી જીવન ગાળવા માટે સંસ્થાની સંચાલિકા અનીતિના ધંધામાં સ્ત્રીઓ પૂરી પાડવાના કામમાં ભાગીદાર હતી એમ મારા જોવામાં આવ્યું. પસંદગીપાત્ર શ્રીમંતોની કામચલાઉ શૈયા ભોગિની બનવા સંસ્થાની ઘણી અન્તેવાસી સ્ત્રીઓને લલચાવવામાં આવતી અથવા તેમના પર બળજબરી કરવામાં આવતી. એ ભ્રષ્ટ સ્ત્રીની ગુપ્ત સેવા બજાવતી કેટલીક સ્ત્રી ચિકિત્સકો પણ હતી. તે ત્યક્તા સ્ત્રીઓની સુવાવડ ટાળવાના તથા ગર્ભપાતના કાર્યોમાં તેને મદદ કરતી. આ સ્ત્રીની સલાહની અવગણના કરતી અન્તેવાસી-નીઓ તરફ કડક વર્તન રાખવામાં આવતું તેમજ યુક્તિપૂર્વક તેમને સંસ્થામાંથી બહાર કાઢવામાં આવતાં એમ મને જણાયું. તેઓ નચાવે તેમ નાચવા મેં ના પાડયાથી મને સારી સંભાળમાંથી બાકાત રાખવામાં આવી અને યોજનાપૂર્વક હડસેલી મૂકવામાં આવી." તે દુષ્ટ સ્ત્રીની પ્રવૃત્તિઓ મને કેરલના એક કવિની યાદ દેવડાવે છે. તે કવિએ સાર્વજનિક હિતકર્તાઓની કલંકિત વર્તણૂંક સંબંધમાં નીચેનો દોહરો લખ્યો છે:-

"વાડ પોતે ખાઇ નાંખે ખેતરનું જો ધાન,
તો ઢોર ખળાની આજુબાજુ ભટકે શું વળી કામ ?"

તેણે પોતાની વિતક કથા ચાલુ રાખી. "પહેલાંની માફક

હું, ખુલ્લા આકાશ નીચે ચોખ્ખી ગલીઓમાં આવી પડી
મારું પતન એ પરાકાષ્ટાએ પહોંચ્યું હતું મારા ગંદ
ભર્યા સ્વાનુભવોની સમૃદ્ધિ ઉપર નજર નાખતાં મને
સ્પષ્ટપણે જણાયું કે આત્મસંયમની પ્રાથમિક ભાવનાથી
પણ પર એવા ભોગી પુરુષ સમાજમાં મારા સુંદર
શરીર સૌષ્ઠવ સાથે વ્યક્તિગત પાવિત્ર્યનો માર્ગ
અપનાવવો એ તદ્દન અશક્ય હતું આથી મેં વગર
વિચાર્યે ગમે તેમ મારા નાકનું ટેરવું અસ્ત્રા વડે કાપી
નાખ્યું અને મારા ગાલ, ભાલ અને હડપચી ઉપર
ઘણા ઊંડા કાપા મૂક્યા ત્યાર પછી કારગ્યા તરયા ગદા
સ્નાગમાં હું બહુ કદ્રૂપી જણાવા લાગી અપંગ
સિવાયના બીજા બધા મારી હાજરી અને દેખાવથી દૂર
રહેવા લાગ્યા મારે માટે આ મનગમતું અને આરામ
દાયક બન્યું ગંદી કચરાપેટીઓમાંથી, રસ્તાની
બાજૂએથી અને આગગાડીના રેલ માર્ગોમાં હું ખાવાની
વસ્તુઓ ખોળતી મને જોઈને ગંદામાં ગંદા કોઢીઆઓ
પણ મારો તિરસ્કાર કરતા શરૂઆત જો કે કઠણ હતી
પણ હ૦ અને ખંતથી મેં તેમ કરવું ચાલુ રાખ્યું અને
હવે તો નિત્યની રોગરૂપ ભૂખને ભાગવા આમતેમ ફરવા
હું શક્તિમાન થઈ છું છેલ્લા બે વર્ષોથી હું, સંપૂર્ણ
રીતે ભયમુક્ત છું શશીસૂર્ય, હવાપાણી ને ધરતીમાતાની
સદય સંભાળ હેઠળ હું હવે સૃષ્ટિમાતાની કૃપાથી
સહિસલામત બની છું, અને માનસિક રીતે પરમકૃપાળુ
પરમાત્માનું ભજન કરું છું

ત્રણેક વર્ષ ઉપર મેં સાંભળ્યું કે મારા પિતા પરલોકવાસી થયા છે. કેટલાક ધંધાદારી ધર્મ ગુરુઓએ પાછળથી મારાં વિધવા માતાની ધાર્મિક વૃત્તિનો લાભ ઉઠાવી, મારા પરલોકવાસી પિતાએ પોતાની પાછળ મૂકેલી મૂડીમાંથી દસ હજાર રૂપિયા જેટલી મોટી રકમની અફરાતફરી કરી છે. સાંભળ્યું છે તે પ્રમાણે હાલમાં મારી પવિત્ર માતા, પોતાના નાના ઘરમાં એક નાની સરખી કરિયાણા મરીમસાલા અથાણાં તથા પાપડ પાપડી જેવી તૈયાર ચીજોની દુકાન ચલાવી પોતાનું ગુજરાન નભાવે છે.

મારી માફક શેરીઓમાં રઝળતી મૂકાયેલી વિવિધ સમાજ શ્રેણીની સેંકડો તરૂણ સ્ત્રીઓ સાથે મારે, મારા આ મરણીઆત રખડપટ્ટીના દિવસોમાં, ભેટો થયો હતો. તે બધી જ સ્ત્રીઓ પાસેથી જાણવા મળેલું કે દુરાચારી પુરુષોની સર્વોપરી સત્તા નીચે રાચવાનો દેખાવ કરતી તેઓ અસહ્ય માનસિક વ્યથાથી પીડાતી હતી." પોતાની સત્ય કથાનો ઉપસંહાર કરતાં તેણે કહ્યું, કે "આધુનિક સમાજમાં સુમેળ, સાધક લગ્નજીવન અને પવિત્ર જાતીય ધોરણના બધા નીતિ નિયમો હવે ભૂતકાલિન હકીકત બની ગઇ લાગે છે. સેંકડો યુવતીઓ લગ્ન સમયે પવિત્ર અગ્નિદેવ અથવા મોલવીઓ અથવા પાદરીઓ સમક્ષ હૃદયપૂર્વકની જે આદર્શ પ્રતિજ્ઞાઓ કરવાનો ઢોંગ કરે છે તે તરત જ સ્વપ્નવત્ બની જાય છે અને તેઓ

પવિત્ર અને ખર્ચાળ લગ્ન વિધિને હંમેશનું હાસ્યપ્રદ પ્રદર્શન જ બનાવે છે. "

હું એવા મતનો છું કે જે જ્ઞાતિઓમાં પૈઠણની પ્રથા પ્રચલિત છે અને તેને ઉત્તેજન મળે છે ત્યાં સ્ત્રીઓને હંમેશાં કનગડ કરવામાં આવે છે, મારી નંખાય છે, અથવા કાઢી મૂકવામાં આવે છે અને આ રીતે સ્ત્રી આત્મહત્યાને આવા સમાજમાં આડકતરી રીતે પ્રેરણા અપાય છે.

જ્યાં ગળારૂંધ પૈઠણ વ્યવસ્થા છે અને લગ્ન સંબંધના બધા જ નિયમોને જ્યાં કોરે મૂકાય છે તેવા મહાગુજરાતમાં દર વર્ષે ઘણી જ સાવચેતિપૂર્વક લખીએ તો પણ ઓછામાં ઓછી સાતસો ગૃહિણીઓ આત્મહત્યા કરે છે.

કેટલાક સમય ઉપર ગુજરાત સમાજ કલ્યાણ મંડળના પ્રમુખ શ્રીમતી પુષ્પાબહેન મહેતાએ સ્પષ્ટ રીતે જણાવ્યુ હતું કે ગુજરાતના સિત્તેર ટકા આત્મહત્યાના બનાવો તો સાચી રીતે યોજનાપૂર્વકનાં ખૂન જ હોય છે.

સામાન્ય રીતે હિન્દુ સ્ત્રીઓની આવી દુઃખભરી સ્થિતિ હોવાથી જો સ્ત્રીઓને—અને ખાસ કરીને તો ગુજરાતી સ્ત્રીઓને—પોતાના પુનર્જન્મની પસંદગી માટે છૂટ આપવામાં આવે તો તે બધી જ સ્ત્રીઓ—અપવાદ સિવાય—પુરુષ જન્મ માટે જ પોતાનો મત બતાવશે,

ઝના ઇશ્વરી સ કેત મુજબ જો પુનર્જન્મમા તેમને માટે સ્રીનુ જ ખોળીયુ લખાયલુ હોય તો તેઓ હિન્દુસમાજ સિવાયના કોઇ અન્ય સમાજમા જન્મ આપવા પ્રભુને પ્રાર્થના કરશે

તેની હૃદયદ્રાવક હકિકત પૂરી થઇ અને હુ જોઇ શકયો કે તેનો માનસિક ભાર હળવો થયો હતો તેની માતા વૃદ્ધ હોવાથી તેમને કોઇ ભાવનાશીલ મદદગારની જરૂર તો ખરી એ અર્થે તેને પોતાની માતા પાસે જઇ ઉપયોગી થઇ પડવાની જરુરીઆત સૂબધમા મે તેને પૂછી જોયુ પોતાની માતા તેનો સ્વીકાર નહિ કરે એ વિચારે ધર્મિષ્ઠાદેવી એ સૂચના સાથે સહમત ન થઇ વિકલ્પ તરીકે તેને મે જીવનમા નૈતિક મૂલ્યોને મહત્તા આપતા એક સત્કુટુબમા જો તેની મરજી હોય તો રહેવા જવા સલાહ આપી, અને એ કુટુ બની દેખભાળ હેઠળ હુ જાતે જ તેને મૂકી આવીશ એમ મે તેને કહ્યુ મે એવી પણ ખાત્રી આપી કે તેઓ તેના તરફ માયાળુ વર્તન રાખશે કે જેથી તે ત્યા સુખેથી રહી પોતાની પ્રગતિ સાધી શકશે મારી આ મનનીય સૂચનાનુ તે માપ કાઢતી હોય તેમ થોડોક સમય શાન્ત રહી અને આખરે ધડકતે હૃદયે તેણે મારી સૂચના સ્વીકારી

આ સ્ટેશનથી નજદિકના એક બીજા સ્ટેશને, લાબા સમયથી મારા પરિચિત એવા એક સુસ્વભાવી દાતાર

વૃત્તિવાળા ચહેરી અમલદારને ત્યા હુ તેને લઇ ગયો અમલદાર મહાશયે તેને ખુશીથી આશરો આપી બહો ગણી રાખવા હા પાડી તેને ત્યા રાખી હુ ચાલ્યો ગયો એક અઠવાડીઆ પછીથી મારે તે શહેર આગળથી પસાર થવાનુ હતુ આથી તે સ્થળે ભોજન વ્યવસ્થા સારૂ અને ધર્મિષ્ઠાદેવીનુ કેમ ચાલે છે તે જોવા હુ ત શહેરમા અટકયા જેવો હુ તેના આશ્રયદાતા ભાઈને ત્યા પહોચ્યો કે તરત જ મે મારા આશ્ચર્ય વચ્ચે ધર્મિષ્ઠાદેવીને ગૃહત્યાગ કરવાની તૈયારીમા જોઇ જ્યારે તેણે મને જોયો કે તરત જ પોતાનુ માથુ નીચુ નમાવી મને હાથ જોડી નમસ્કાર કર્યા માન પૂછતા પહેલા જ તેણે કહ્યુ કે તેના તે ઘરમા આવ્યાને બીજે જ દિવસે, અમલદાર મહાશયે પોતાની બિમાર પત્નીને તેમને પિયેર મોકલવા પડયા ત્યારપછી તેણે મને સૂચક અર્થમા જણાવ્યુ કે અમલદાર સાહેબે આગલી રાતે, પોતાની પાશવી વત્તિ ઉપર કાબુ રાખવાની અશકયતાને લીધે પોતાની સાથે શયન કરવા જણાવ્યુ સદ્ભાગ્યે તેમની મોટી ઉમરની પુત્રીની ઘર આગળની હાજરીને કારણે તે બચી ગઇ મે જ્યારે તે ભાઇને તે વિષે સ્પષ્ટિકરણ કરવા જણાવ્યુ ત્યારે તેઓ ફક્ત મુગા રહ્યા, તેમનો ચહેરો પડી ગયો અને શરમથી લેવાઇ ગયો થોડા સમય બાદ તેમને સાચા દિલનો પશ્ચાતાપ થયો અને ધર્મિષ્ઠાદેવીને પગે પડી તેમની માફી માગી

ધર્મિષ્ઠા દેવીનો કિસ્સો મને એક સંસ્કૃત સુભાષિતની યાદ તાજી કરાવે છે.

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके
वाञ्छन्देश मनातपं विधिवशात् तालस्य मूलं गतः।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्य रहितस्तत्रापदां भाजनम्॥

તે શ્લોકમાં એવું જણાવ્યું છે કે તાલવાળો એક આદમી સૂર્યની સખ્ત ગરમીથી બચવા નારિયેળના ઝાડ નીચે આશરો લેવા ગયો; પરંતુ દૈવયોગે ત્યાં પણ ઉપરથી નાળિયેર તેના તાલવાળા માથા ઉપર પડ્યું. અકર્મી જ્યાં જ્યાં જાય ત્યાં દુઃખ પણ તેની પાછળ પાછળ જાય છે.

આખરે મેં તેને તેની માતાને ત્યાં જવા કબૂલ થવા સમજાવી. અચકાતાં અચકાતાં તેણે તે માન્યું. અમે ગાડીમાં ચઢયા. જ્યારે અમે ગાડીમાં તેની માતાના ગામ જઇ રહ્યાં હતાં ત્યારે તેણે પોતાના વિચારો જણાવતાં કહ્યું કે જો ફરી વાર ઇશ્વરની યોજના તેને માનવ જન્મ આપવાની હોય તો પુરુષ જાતિમાં જન્મ આપે અને સાથોસાથ સ્ત્રીની સર્વોચ્ચ ઉન્નતિ માટે અસરકારક રીતે કામ કરવા પૂરતાં સાધનો પણ આપે એવી એની પ્રાર્થના હતી.

અમે તેની માતા કલ્યાણીદેવીને ગામે આવી પહોંચ્યા. યોજના પ્રમાણે મેં ધર્મિષ્ઠાદેવીને પહેલાં સ્ટેશને જ રાખી

અને હું એકલો તેની વૃદ્ધ માતાને ત્યાં ગયો. ઘર બંધ હતું. તેની માતા મહાદેવના મંદિરેથી પાછાં ફરે ત્યાં સુધી મારે થોભવું પડ્યું. થોડીવારે જેમના ચહેરા પર પવિત્રતા પ્રકાશી રહી હતી તે વૃદ્ધ કલ્યાણીદેવી મંદિરેથી પાછાં ફર્યાં અને મને માનપૂર્વક આવકાર આપી ઘરમાં આવવા વિનતિ કરી. સંસારિક સાધનોની દૃષ્ટિએ જોતાં ઘર ગરીબ જણાયું પણ તે શાન્ત વાતાવરણથી સમૃદ્ધ હતું. મેં તેમને જલદીથી મારી મુલાકાતનો હેતુ સમજાવ્યો. એ સાંભળતાં જ તેમના કરચલીઓવાળા ચહેરા ઉપર અમર્યાદિત આનંદ છવાઈ ગયો. તેમણે મને તરત જ પોતાની પ્રિય તે ત્યક્તા પુત્રી પાસે લઈ જવા કહ્યું.

હું તેમને સ્ટેશને લઈ ગયો. અમે સ્ટેશનની નજદિક પહોંચતાં જ પોતાની માતાને ધર્મિષ્ઠાએ જોયાં અને દગાબાજ કાંચન અને કામિનીની જોડીમાંથી છૂટકારાની ભાવનાના આવેશથી તે એકદમ આનંદમાં આવી ગઈ. તે હાથ લંબાવી દોડતી આવી અને કલ્યાણીના શાન્ત આલિંગનમાં સુરક્ષિત રીતે સમાઈ ગઈ.

આત્મહત્યાના ત્રણ પ્રયત્નો બાદ કરતાં પોતે નિઃસહાય હોવાથી તેણે શાંતિથી સહન કરેલાં દુઃખો અને પોતાની જાતને પવિત્ર રાખવા તેણે જે માર્ગ અપનાવ્યો હતો તે ભગવાન બુદ્ધે વિશ્વને જે ઉચ્ચ આદેશ આપ્યો તેને સાચે જ અનુસરતો રાહ હતો.

બે જીવાત્માઓના પુનર્મિલનથી પવિત્ર થયેલ તે સ્થળ જ્યારે મેં પૂર્ણ સંતોષથી છોડયું ત્યારે મારી સમાજ નિરીક્ષણ પ્રવૃત્તિમાંથી મેં જે અભિપ્રાય બાંધ્યો તે હું ત્યજી શકું તેમ નથી. ધર્મિષ્ઠાદેવીના પુરુષો તરફથી થતા દુર્વર્તનના આ સંપૂર્ણ સત્ય પણ શોકપૂર્ણ અનુભવ ઉપરથી હું એ માન્યતા ઉપર આવ્યો છું કે મોટા ભાગના પુરુષો ભોગલાલસાના ફંદમાં લપટાઈ જઈ શરમ જનક જાતીય સંભોગરૂપી પાપમાં પોતાના જીવાત્માને ઝબોળે છે.

એ માનવું જ પડશે કે જે શ્રીમતો ગરીબાઈની પીડા અનુભવી તેને સારી રીતે સ્મરણમાં રાખે છે તેઓ જ ફક્ત ગરીબોની યોગ્ય પ્રકારે સેવા કરી શકે છે. ફક્ત તંદુરસ્ત ચિકિત્સક જ માંદાની સાચી માવજત કરી શકે, શિક્ષિત જ અશિક્ષિતોને શીખવી શકે અને સુખી જ નિરાશા પીડિતોને દિલાસો આપી શકે. તે જ પ્રમાણે સંયુક્તિક આપણે એમ કહી શકીએ કે જે સ્ત્રીએ દુઃખનો દરિયો ડહોળ્યો હોય તે જ સ્ત્રી, પુરુષ દેહ દ્વારા, સ્ત્રીજનોની સેવા કરી તેમના પુનરુદ્ધાર માટે પ્રયત્નશીલ રહી શકે. એમ હોવાથી હૃદયપૂર્વક હું પ્રાર્થું છું કે એ પરમકૃપાળુ પરમેશ્વર ધર્મિષ્ઠાદેવીની આ આદર્શ આકાંક્ષાને પાર પાડે કે જેથી સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ અને ડૉ. કર્વેની માફક તે હિન્દુસ્તાનીઓની સ્થિતિને ઉન્નત કક્ષાએ લઈ જાય........ તેમની આકાંક્ષા પાર પડો!"

# ઋણાનુબંધ

હકીકતના પાયા ઉપર રચાયલા પૂર્વજન્મમાં માનનારા લોકો, આ પૃથ્વી ઉપરના જીવાત્માઓનો બીજા જીવાત્માઓ સાથેનો, દિવ્યતાને પામેલા જીવો સાથેનો અને નર્કલોકમાં પહોંચેલા જીવાત્માઓ સાથેનો પૂર્વજન્મનો સંબંધ તરત જ માન્ય કરશે.

થોડા સમય પહેલાંના અથવા લાંબા સમય પહેલાંના આપણા પૂર્વજન્મને યાદ કરવાનું તથા વિગતવાર તેની માહિતી આપવાનું આપણામાંના દરેકને માટે શક્ય નથી તેથી આપણી નિત્યની ઘટનાઓને આપણે કાલ્પનિક કારણોના સંબંધથી સમજાવવા ટેવાઈ ગયા હોઈએ છીએ; પરંતુ હકીકતમાં તો તે ઘટનાઓ આપણાં પૂર્વ કર્મનું જ પરિણામ હોય છે. જો આપણે આપણા ગતજીવનની બધી જ વિગતો જાણતા હોત તો આપણું અત્યારનું જીવન એક અસંબંદ્ધ બનાવોનો ભારો બની જાત

અન્ય સ્થળે હોય છે તેમ આપણું આ પૃથ્વી ઉપરનું જીવન પણ કોઈપણ પ્રકારના ન્યાતજાતના ભેદ સિવાય સજીવો અથવા પુનર્જન્મ પામેલાઓ સાથેના

આપણા ભૂતકાળ અને વર્તમાનકાળના વ્યવહારોના સ્વભાવ અનુસાર સુખદુઃખની આપલેની એક પરંપરા છે.

આપણાં કર્મ અનુસાર પૂર્વજન્મના બંધનો નિઃશંક રીતે કાર્ય કરે છે તે સત્ય મારો નીચેનો અનુભવ સ્પષ્ટ કરશે.

સન ૧૯૬૦ ના અંતભાગમાં કોઇક સમયે જામનગર (સૌરાષ્ટ્ર)ના એક શેઠ શ્રી પુષ્કરભાઇ એ. નાગોરીએ પોતાને આવેલા સ્વપ્ન સંબંધમાં મને પત્ર લખ્યો. તેમાં તેઓએ જણાવ્યું કે આ સ્વપ્નમાં તે મારી સાથે ઓરિસ્સામાં આવેલાં એક માતાના મંદિરમાં જપ કરતા હતા એમ તેમણે જોયું, અને તે સ્થળની મુલાકાત લેવી એવા આદેશ સાથે તે સ્વપ્નનો અંત આવ્યો હતો. પોતાના સ્વપ્નની નીચે પ્રમાણેની વિગતો જણાવતાં સાથે પૂછયું કે પર્યટન પ્રિય સાધુ તરીકે મારાં વિસ્તૃત દેશ પરિભ્રમણના સમય દરમિયાન મેં એવા કોઇ મંદિરની મુલાકાત લીધી હતી કે કેમ ? તેમના લખવા પ્રમાણે દેવીના મંદિરના નામની શરૂઆત 'ग' કારથી થતી હતી. મને એમ પણ જણાવવામાં આવ્યું કે એ એક પ્રસિદ્ધ સ્થળ હતું અને તેની સામે એક સુંદર કમળ તળાવ હતું તેમજ પાછળની બાજુએ જર્જરિત દશામાં એક શિવાલય હતું.

આ પત્ર મળતા પહેલાં મારા નિયમ પ્રમાણે મેં એ વર્ષની ઑકટોબરની પહેલી તારીખે જ મારો વાર્ષિક

પ્રવાસ કાર્યક્રમ આંકી રાખ્યો હતો. એ કાર્યક્રમમાં પ્રસિદ્ધ જગન્નાથપુરીની મુલાકાતનો પણ સમાવેશ કરેલો હતો. તેમ છતાં જગન્નાથપુરીના મારા મુકામ તથા મુકરર કરેલા મારા સમય દરમ્યાન એ મંદિરને નક્કી ખોળી કાઢવાનું કાર્ય સહેલું નહોતું. ઉપરાંત પુરીમાં છૂટથી ફરી શકાય અને મંદિરનું સ્થળ ખોળી શકાય એવો પુરતો સમય ન હોવાથી મે પુષ્કરભાઈના આ આશ્ચર્યકારક સ્વપ્નનો વિચાર બાજુએ રાખેલો.

યોજના પ્રમાણે મારા એક મિત્ર મુંબઈના શ્રી મણિભાઇ કે. અમીનના ઘરથી હું પુરી જવા સારૂ ઉપડયો અને તા. ૧૩મી ડીસેમ્બર ૧૯૬૨ના દિવસે પુરી પહોંચ્યો ત્યાંના રોકાણ દરમ્યાન મેં તે સ્થળના બ્રાહ્મણો પાસેથી માતાના મંદિર સંબંધમાં હકીકત મેળવવા સહજ તપાસ કરી. તેના જવાબમાં મને એવું જાણવા મળ્યું કે પુરીની આજુબાજુમાં આવું કોઈ પવિત્ર સ્થળ નથી.

ત્યારપછી હું ભુવનેશ્વર ગયો. એ પણ એક મહત્વનું યાત્રા સ્થાન છે. પેલા મંદિર સંબંધમાં ત્યાં આગળ તપાસ કરતાં ત્યાંથી પણ એવો જવાબ મળ્યો કે એવું કોઇ મંદિર હોવાનું તેમણે સાંભળ્યું નથી.

બીજી સવારે હું પુરી પાછો ફર્યો અને જગન્નાથજીને મંદિરે ગયો, ત્યાં પૂજા કરી મંદિરનાં પગથીઆં ઉતરવા લાગ્યો. છેલ્લે પગથીએ પહોંચતાં પહેલાં જ અધવચમાં

એક પુખ્ત ઉમરના માણસે મને અટકાવ્યો તેણે મારી પાસે સાડા અગીઆર આનાની માગણી કરી મને એ વિચિત્ર લાગ્યુ મે વિચાર્યુ કે સારો પોષાક પહેરેલા એમનો ભિખારીનો ધધો તો નહિ હોય ! યાત્રાળુઓને વખતોવખત હેરાન પરેશાન કરનાર પડા-ધાર્મિક ભોમિયા-પૈકીના તે નહોતા મને શાન્ત જોઈ તેમણે "કઈ નહિ" એવુ દર્શાવતા કહ્યુ, "તમારે ન આપવુ હોય તો આપવાની જરૂર નથી એ તો તમારૂ પૂર્વ જન્મનુ દેવુ છે" મે વચમા જ પૂછ્યુ "તમને તેની શી રીતે ખબર પડી ?" હવે પછીથી સરળતાને ખાતર તે માણસ માટે હુ 'પુનર્જન્મા' નામ વાપરીશ મારા પ્રશ્નના જવાબમા આ પુનર્જન્મા ભાઈએ મને કહ્યુ, "વર્ષમા છ મહિના હુ યોગ સાધના કરતો જગન્નાથપુરીમા રહુ છુ મારી યોગ સાધના હુ મધરાતથી સૂર્યોદય સુધી અને બપોરે ચારથી નવ વાગ્યા સુધી દરરોજ કરૂ છુ દરરોજ સૂર્યોદયથી બપોર સુધી ઊઘ અને આરામ લઉ છુ આજે નિદ્રા દરમ્યાન મને સ્વપ્નામા નીચેનો આદેશ મળ્યો હુ જાગ્યો અને તરત જ દોડતો અહિ આવ્યો

'સવારે ૧૧-૨૦ વાગે જગન્નાથ મદિરને આઠમે પગથીએ એક સાધુને મળ અને તેની પાસેથી સાડા અગીઆર આના મેળવી લે તમે બન્ને તમારા છેલ્લા જન્મમા મુસલમાન હતા અને બન્ને બ્રહ્મદેશમા મજૂરી કરતા હતા

વીસ વર્ષની ઉંમર પહેલાંજ તમે બન્ને મૃત્યુ પામ્યા. પૂર્વજન્મના તેની સાથેના તારા વ્યવહારોના પરિણામે એ સાધુને તારૂં એટલી રકમનું દેવું છે. અત્યારે તે તેના એક મિત્રે લખી જણાવેલા દેવીના મંદિરની શોધમાં છે. મંદિરના આગલા ભાગમાં એક જુનું કમળ–તળાવ છે, અને તેની પાછલી બાજુએ આવેલું ખખડધુસ સ્થિતિમાં રહેલું એક શિવમંદિર છે. તે સાધુને ત્યાં લઇ જા. મંદિરને રસ્તે આવેલા એક શેઠ પુનમચંદની કાપડની દુકાને તારે થોભવાનું છે. તે પ્રમાણે કરતાં જ રાગદેવીના મંદિરે જતા આવતાંના ખર્ચને પહોચી વળવા સાત રૂપિયા અને તેર આનાની રકમ તને તરત જ મળશે,' એવો એ આદેશ હતો.

પ્રસંગોપાત અને ૧૯૪૯ની સાલમાં મધ્ય પ્રદેશમાં એક મહાત્માજીનો મને ભેટો થયો હતો તે બનાવ પણ મારે અહિં જણાવવો જોઈએ. જેમને મેં કદી પહેલાં જોયા નહોતા એવા એ મહાત્માએ મારા બે પૂર્વજન્મની આશ્ચર્યકારક હકીકત મને આપી હતી.

મને એમ જણાવવામાં આવેલું કે મારો ગત જન્મ પહેલાંનો જન્મ ઇજીપ્તમાં આવેલ એક વાંસફોડના કુટુંબમાં થયો હતો. હું આઠેક વર્ષનો થતાં જ મારાં માતાપિતા મરણ પામ્યાં. ત્યાર પછી એક મુસલમાન સંતે મને પોતાની પાસે રાખી લીધો અને બસરા નજીકના

કોઈ સ્થળે લઇ જઇ પોતાની સંભાળ હેઠળ મને રાખ્યો. ત્યાં ચાર પાંચ વર્ષ રહ્યા પછીથી હું મરણ પામ્યો અને પાસેના જ કોઇક સ્થળે ફરી પાછો કોઇ મુસલમાનને ત્યાં જ મારો જન્મ થયો. આ બીજા જન્મનાં મારાં માતાપિતા ખેત મજૂરો હતાં. ધંધાર્થે મક્કા–મદિના આવેલા બ્રહ્મદેશના એક વેપારી અમારે ત્યાં આવ્યા અને મારા માબાપને ગુલામ તરીકે ખરીદી લઇ અમને બધાંને બ્રહ્મદેશ લઇ ગયા. તે સમયે મારી ઉંમર ચાર માસની હતી. બ્રહ્મદેશમાં હું ઉછરી નાનો બાળક થયો. અમારા શેઠના બંગલાની બાજુમાં જ એક બૌદ્ધમઠ હતો. હું ત્યાં રમવા જતો. મારા આકર્ષક અરબી દેખાવ અને કુમળી ઉંમરને કારણે આશ્રમના અંતેવાસીઓ મારા તરફ પ્રેમથી વર્તતા. આઠ વર્ષની ઉંમરે મારી માતા ગુજરી ગઇ અને પિતા ગાંડા બન્યા. તેઓ કોઇક સ્થળે ચાલ્યા ગયા અને થોડા માસ પછી અમને સમાચાર મળ્યા કે તેઓ એક દૂરના ગામમાં ભૂખમરાને કારણે મરી ગયા હતા.

દરમ્યાનમાં અમારા શેઠને વેપારમાં ભારે ખોટ આવી અને પરિણામે તેમને પોતાનું રહેઠાણ બદલવું પડયુ. મને તેમણે મઠમાં મૂકયો. ઘણા સારા સમય સુધી હું મઠમાં સાધુઓ સાથે રહ્યો. મારી તોફાની વૃત્તિને કારણે મને મઠમાંથી એકાએક કાઢી મૂકવામાં આવ્યો. નવ વર્ષનો હું આશરો આપનારને અભાવે લોકોના બોજા ઉપાડી તથા બીજાં ઘર કામો કરી મારું ગુજરાન ચલાવતો. ચૌદેક વર્ષની ઉંમરે હું મરી ગયેલો.

મારા અત્યારના જન્મનું સ્થાન બ્રહ્મદેશ છે અને મારા છેલ્લાની પહેલાંના જન્મદાતા પિતા મારી માતા રૂપે બ્રહ્મદેશમાં જન્મ્યાં હતાં.

આ ઉપર જણાવેલી મારી ભૂતકાલિન વિગતોને અદ્ભુત સંહિતાઓ–ઉચ્ચ જ્યોતિ વિજ્ઞાનની એક શાખા-પૂર્ણપણે ટેકો આપે છે અને તેમાં મારા ભવિષ્ય વિષે પણ કેટલીક મહત્ત્વની વિગતો છે એ બધી નિઃસંશય સાચી જ પડશે.

જ્યારથી મારો જન્મ મિસર દેશમાં થયો હોવાનું મેં જાણ્યું ત્યારથી જ હું એ દેશની મુલાકાત લેવાનું ઊંડું આકર્ષણ સેવી રહ્યો છું. ગુજરાતના ખેડા જિલ્લામાં એક કસ્બા ભાદરણમાં મારૂં બાર ચાતુર્માસ ગાળવાનું વ્રત આવતે વર્ષે પૂર્ણ થશે પછી ઇશ્વરેચ્છાએ અને ૧૯૬૫ના માર્ચની ૧૯ મી તારીખથી દિલ્હીથી કેરો સુધી પગપાળા મારો પ્રવાસ શરૂ કરવાની યોજના છે. મારી ગણત્રી પ્રમાણે મિસરના એ સુંદર શહેરમાં પહોંચવા સોળ મહિના લાગશે. વળતા પ્રવાસ માટે હું વાહનનો ઉપયોગ કરીશ.

મારા મૂળ વિષય પર આવી જઉં. પુનર્જન્માની વાત સાંભળી મેં તેમને સાડા અગિયાર આના આપ્યા. મંદિર પાસેથી તેમણે ભુવનેશ્વર જવા સારૂ રીક્ષા ભાડે કરી. રસ્તામાં તેમણે કાપડની દુકાન આગળ રીક્ષા થોભાવી

દુકાનમાં પ્રવેશ કર્યો. ગલ્લા આગળ જ એક સદ્‌ગૃહસ્થ બેઠા હતા. શ્રી પુનર્જન્માને જોતાં જ તેઓ ઊઠયા, ઘડીઆળ જોયું અને કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય પોતાની પાસે તૈયાર રાખેલા સાત રૂપિયા તેર આના તેમને આપ્યા.

પુનર્જન્મા પણ કશું બોલ્યા નહિ. તેમણે રકમ લીધી અને અમે વિદાય લીધી. અમે ભુવનેશ્વર પહોંચ્યા અને ત્યાંથી એક બસ ગાડી દ્વારા રાગિણીદેવીના મંદિરે પહોંચ્યા. ખરેખર એ નાનું સરખું મંદિર પ્રાચીન જણાયું. તેની સામે કમળ તળાવ આવ્યું હશે એમ લાગ્યું. મંદિરને પાછલે ભાગે ખંડિયેર હાલતમાં શિવમંદિર પણ હતું. ત્યાં કેટલોક સમય અમે ગાળ્યો. પાછા વળતા પહેલાં જાણવા મળ્યું કે સાઠ વર્ષ પહેલાં એ સ્થળ ઘણું લોકપ્રિય હતું અને સારી સંખ્યામાં ભક્તો ત્યાં આકર્ષાતા હતા. અમારા વૃદ્ધ ભોમીઆએ જણાવ્યું કે સમય જતાં એ મંદિર દુર્લક્ષિત બન્યું અને અત્યારે તો આપણા આ અતિ ધાર્મિક પ્રદેશમાં આવેલાં ઘણાં ખરાં ત્યક્ત મંદિરોમાંનું તે એક છે.

રાગદેવીને રસ્તે અને જગન્નાથને મંદિરે પાછાં ફરતાં મેં શ્રી પુનર્જન્માને તેમના વર્તમાન જન્મ સંબંધી કંઇક પૂછ્યું. તેમણે કશું પણ કહેવાની ના પાડી. પોતાની અનિચ્છા દર્શાવતાં તેમણે આખરે કહ્યું, “કુદરતી યોજના

પ્રમાણે આપણે મળ્યા અને હવે એ મેળાપનો હેતુ પૂર્ણ થયો છે તો પછી મારે વિષેની નિરૂપયોગી વિગતો મેળવવાનો પ્રયત્ન જ કેમ ?" મેં વધુ દબાણ કર્યું નહિ.

તેઓ વિદાય થયા અને હું સીધો પુનમચંદ કાપડીઆને ત્યાં ગયો અને પેલા સાત રૂપીઆ તેર આના વિષે મને બધું જણાવવાનું કહ્યું. તેમણે મને કહ્યું, "આગલી રાતે મને સ્વપ્નામાં આદેશ મળ્યો હતો કે જે ઇસમ સવારે ૧૧-૪૮ વાગે આવે તેને તે રકમ આપી દેવી."

મારી પાસે પૂરતા પૈસા હતા અને મને ખાત્રી છે કે શ્રી પુનર્જન્મા પાસે પણ પૂરતી રકમ હતી. અમારા બેમાંથી કોઈપણ તેટલા પૈસા ખર્ચી શકયું હોત. પરંતુ રાગદેવી પર્યટનના ખર્ચ પેટે સાત રૂપિયા તેર આના અમને આપવા માટે બનેલ આ ઘટનામાં શ્રી પુનમચંદ શેઠનો ગૂઢ પ્રવેશ એ બીજું કશું નહિ પણ અમારા ભૂતપૂર્વ દેવાદાર હોવાનો જ ચોકખો બનાવ છે.

રાગદેવી મંદિરના નામ સંબંધમાં કહેવાતું કે તેની શરૂઆત પુષ્કરભાઇએ કહેલા "ग" થી થઈ નહોતી. એ ઉપરથી એમ સમજી શકાય કે 'ग' ની પહેલાના 'रा' અક્ષરની છાપ શ્રી પુષ્કરભાઈના સ્મૃતિપટ પર ચોકખી રીતે પડી ન હોય અને પરિણામે જાગ્યા બાદ તેમને પાછલા અક્ષર 'ग' નીજ સ્મૃતિ રહી.

મેં પુરી છોડયું અને મારા આંકેલા કાર્યક્રમ પ્રમાણે બીજાં ઘણાં સ્થળોની મુલાકાત લઇ તા. ૨૭ માર્ચ ૧૯૬૧ ના રોજ હું જામનગર પહોંચ્યો. દરમ્યાનમાં આ અદ્ભુત ઘટના વિષે મેં કોઇને કશું લખ્યું કે જણાવ્યું નહોતું. શ્રી પુષ્કરભાઇને ઘેર પહોંચ્યા પછી જ મેં તેમને તે વિષે બધું કહ્યું. તેમને એથી કંઇ આશ્ચર્ય થયું નહિ. એનું પણ કારણ હતું. તેમની પત્નીએ આવિર્ભાવની અવસ્થામાં જોએલી બધી વિગતવાર હકીકત તેમણે કહ્યા પ્રમાણે પુષ્કરભાઇએ પોતાની રોજનિશીમાં માર્ચ માસની નોંધમાં લખી હતી. તેમાં જણાવ્યું હતું કે હું પોતેજ તે મંદિરનું સ્થાન જાતે ખોળી કાઢવાની વાત રૂબરૂ કરીશ; અને તે વિષે બધું તેમને ઘેર આવી એક કલાકમાંજ કહીશ. પુષ્કરભાઇનાં પત્નીનો આ આશ્ચર્યકારક સ્વાનુભવ આંતરિક મનની અદ્ભુત ક્રિયાની બીજી સાબિતી છે.

શું આ નોંધપાત્ર ઘટના એમ નથી બનાવી આપતી કે આપણાં જીવન આપણા અજ્ઞાત ભૂતકાળ તથા ન સમજી શકાય તેવા વર્તમાન સાથે અત્યંત ગૂઢ રીતે વણાયલાં છે અને વળી આપણે પોતાનાં ભૂતકાલિન ઋણ ચૂકવવા અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવા પુનર્જન્મ લઇએ છીએ!





મેં પુરી છોડયું અને મારા આંકેલા કાર્યક્રમ પ્રમાણે બીજાં ઘણાં સ્થળોની મુલાકાત લઈ તા. ૨૭ માર્ચ ૧૯૬૧ ના રોજ હું જામનગર પહોંચ્યો. દરમ્યાનમાં આ અદ્ભુત ઘટના વિષે મેં કોઈને કશું લખ્યું કે જણાવ્યું નહોતું. શ્રી પુષ્કરભાઈને ઘેર પહોંચ્યા પછી જ મેં તેમને તે વિષે બધું કહ્યું. તેમને એથી કંઇ આશ્ચર્ય થયું નહિ. એનું પણ કારણ હતું. તેમની પત્નીએ આવિર્ભાવની અવસ્થામાં જોએલી બધી વિગતવાર હકીકત તેમણે કહ્યા પ્રમાણે પુષ્કરભાઈએ પોતાની રોજનિશીમાં માર્ચ માસની નોંધમાં લખી હતી. તેમાં જણાવ્યુ હતું કે હું પોતેજ તે મંદિરનું સ્થાન જાતે ખોળી કાઢવાની વાત રૂબરૂ કરીશ, અને તે વિષે બધું તેમને ઘેર આવી એક કલાક બાદ કહીશ. પુષ્કરભાઈનાં પત્નીનો આ આશ્ચર્યકારક સ્વાનુભવ આંતરિક મનની અદ્ભુત ક્રિયાની બીજી સાબિતી છે.

શું આ નોંધપાત્ર ઘટના એમ નથી બતાવી આપતી કે આપણા જીવન આપણા અજ્ઞાત ભૂતકાળ તથા ન સમજી શકાય તેવા વર્તમાન સાથે અત્યંત ગૂઢ રીતે વણાયલાં છે અને વળી આપણે પોતાનાં ભૂતકાલિન ઋણ ચૂકવવા અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવા પુનર્જન્મ લઇએ છીએ!

★

